


## અમે તો સૂરજના છડીદાર
## અમે તો પ્રભાતના પોકાર

...

બારે માસ
જીવનનો પક્ષ કરતું,
દરેક વેળા
જીવનની કવિતા ગાતું
**પ્રભાત ચિત્ર**
રૂપેરી પરદા પર આવે છે
ત્યારે એ
પ્રજાનું ચિત્ર બની જાય છે.

...

**શરૂ છે ~~~~~~ છબીઘર :**

# દસ બજે :: સેન્ટ્રલ

'ફેમસ પીક્ચર્સ લી.' પ્રકાશન

# ચ ય નિ કા

૧૯૪૧–૪૨ નાં
'કવિતા'નાં ઉત્તમ કાવ્યોનો સંગ્રહ

સંપાદક
પ્રેમશંકર હરિલાલ ભટ્ટ
એમ. એ.

: સોલ એજન્ટ :
આઝાદ બૂકસ્ટૉલ
ભારતભવન
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.

પ્રથમ આવૃત્તિ

•



પ્રત ૫૦૦

કાર્તિક ૧૯૯૫






સ્ટેટ્સ પીપલ પ્રેસ, ૧૩૦, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઈમાં અમૃતલાલ પ્રભાશંકર સાતાએ છાપ્યું અને કવિતા કાર્યાલય, વિલેપારલે, તરફથી ઈન્દુલાલ ગાંધી, મગનલાલ લાલભાઈ દેસાઈ અને રતુભાઈ દેસાઈએ પ્રસિદ્ધ કર્યું.

# કાર્યાલય તરફથી

અંગ્રેજી સાહિત્યમાં જેમ ત્યાંના અસંખ્ય સામયિકોમાં પ્રસિદ્ધ થતાં કાવ્યોમાંથી ઉત્તમ કવિતાઓનું વીણામણ કરી વર્ષભરનાં ઉત્કૃષ્ટ કાવ્યા-લેખનના અર્કરૂપ કાવ્યગ્રંથ દર વર્ષે પ્રસિદ્ધ કરવામાં આવે છે, તેમ આપણી ગુજરાતી ભાષાનાં સામયિકોમાં પ્રસિદ્ધ થતાં કાવ્યોમાંથી વીણામણ કરી વાર્ષિકી સંગ્રહ પ્રકાશિત કરવાનું યોજવામાં આવે તો સારૂં એમ અમે લાંબા વખતથી વિચાર્યા કરતા હતા. પરંતુ એવા પાયા પર અને એવા વિશાળ ધોરણપર કામ કરવાને માટે એક તો વર્ષભરનાં બધાં પત્રોનો નિકટ સંપર્ક અને બારીક નિરીક્ષણ સાધ્ય કરવાં જોઇએ તેમજ એ બધાંનો સૂક્ષ્મ અભ્યાસ અને રસપરીક્ષણ આદરી ઝીણવટપૂર્વકની સમીક્ષા અને ગુણદર્શનનું કાર્ય હાથ ધરવું જોઈએ. આવું કામ સહેજે જ, પૂરતો સમય, નિરાંત, શ્રમ અને દ્રવ્યની પૂરતી છૂટ માગી લે છે, અને અતિ સંક્ષુબ્ધ એવી આજની આંતરરાષ્ટ્રીય અને રાષ્ટ્રીય રાજકીય પરિસ્થિતિમાં આવું સાહસ લગભગ અશક્ય બની જાય.

તેથી આ દિશામાં સૂચક પ્રથમ પગરણરૂપે માત્ર 'કવિતા'માં પ્રથમ વર્ષમાં પ્રસિદ્ધ થયેલ કાવ્યોમાંથી જ વીણામણ કરી એક નાનું પુસ્તક પ્રસિદ્ધ કરવાનું અમે નક્કી કર્યું.

આપણા માસિક પત્રોમાં અવારનવાર છૂટક ચિરંજીવી તત્ત્વો અને લક્ષણોવાળી કેટલીક સારી કાવ્યકૃતિઓ આવે છે. એના કેટલાક લેખકોને અર્ધે, એકે કે દોઢ દાયકે પણ (અને ક્યારેક કદીજ નહી) તેમની કૃતિઓ ગ્રંથસ્થ કરવાનાં તક અને સાધન પ્રાપ્ત થતાં નથી. તેથી કેટલીક ઉત્તમ કૃતિઓ દૃષ્ટિબહાર રહી જાય છે. વળી બીજા સાવ નવીન ઉગતા અને ઉમંગી કવિતાકારો—જેમનું લેખન સ્થિર અને પકવ થતાં ઠીક કાળપ્રમાણ માગી લે તેમની કેટલીક ખરેખર આવકારપાત્ર કૃતિઓને પણ ન્યાય આપવાનો અને ઉગતા છોડોને ઉત્તેજનના સૂર્યપ્રકાશની મધુર ઉષ્મા ધરી વધુ ખીલતા કરવાનો પણ આ પ્રયત્નનો એક નમ્ર આશય છે.

આ નાનાશા સંગ્રહનું સંપાદન કરવાનું અને સંપાદનમાં સમાયેલ કાવ્યોના અને કવિઓના અનુક્રમે ગુણદર્શન અને પરિચય આલેખવાનું કંઇક વિકટ કાર્ય ભાઇ પ્રેમશંકર હ. ભટ્ટે સ્વીકાર્યું તે બદલ તેમનો અમે અંતઃકરણ

પૂર્વક આભાર માનીએ છીએ. વિવેચનના કાર્યને ભાઈ પ્રેમશંકરે ભમરીના દરમાં હાથ નાખવાના કાર્ય જેવું ગણાવ્યું છે. આ કથન માટેની આભારી પ્રવર્તમાન સ્થિતિ શોચનીય છે. વિવેચક પણ અંતે તો ગમે તેટલો તટસ્થ, નિષ્પક્ષ, રસદ્રષ્ટા, સમભાવી અને નીરક્ષીર વિવેકયુક્ત હોય તે છતાં તે પણ એક મનુષ્ય જ છે. તેનું પોતાનું પણ અંગત રસયંત્ર અને રુચિતંત્ર અસ્તિત્વ ધરાવતું હોય છે. આમ વિવેચન કાર્યમાં સમાતી તાત્વિક કે સૈદ્ધાંતિક ચર્ચાને ન વળગતાં અંગત પૂર્વગ્રહો અને ગમાઅણગમાને વશ થઈ આપણે પૂરતી એલદિલી અને બિનંગત વલણ સાચવી શકતા નથી તે સ્થિતિ એક રીતે તો આપણા સૌ કવિઓના—આપણી સંવેદનશીલતા સુપ્રસિદ્ધ છે તે છતાં—સંસ્કાર અને સૌજન્યને પ્રતિબિંબિત કરનારી જ છે.

આ નાનીશી 'ચયનિકા' માટે પોતાનાં કાવ્યો પસંદ કરવા દેવાની અને તે મુદ્રિત કરવા દેવાની તત્કાલ અનુમતિ આપવા માટે કવિતા કાર્યાલય તરફથી અમે સહુ કવિજનોનો હૃદયપૂર્વક આભાર માનીએ છીએ. તદુપરાંત આ પ્રકાશનના મુખ્ય વિક્રેતા તરીકે હક્કો લેનાર આઝાદ બૂકસ્ટોલવાળા ભાઇ હસમુખલાલ મારફતિયાનો સાહસપ્રેરિત સહકાર ન સાંપડયો હોત તો કદાચ આ પ્રકાશન 'કવિતા'ની વર્તમાન આર્થિક અવદશામાં એક વધુ આપત્તિરૂપ બની જાત.

આ સંગ્રહના સંકલ્પથી માંડીને તે એના પ્રકાશન સુધીમાં બધી રીતે મહેનત કરી સહાય કરનાર ભાઇ શેવંતી શાહ, બી. એસ. સી. નો અને ઇતર શુભેચ્છકોનો પણ અત્રે અમે આભાર માનીએ છીએ. 'ચયનિકા' નો આ અખતરો જો રસિક જનોમાં આવકારાશે તો સંજોગોની અનુકૂળતાએ આ પ્રકારનું કે આથી વધુ વ્યાપક ધોરણપર આવું પ્રકાશન આગામી વર્ષોમાં કરવાની ઉમેદ રહેશે.

'ચયનિકા'નું મુખપૃષ્ઠપરનું ચિત્ર પ્રસિદ્ધ કલાકાર અને શિલ્પી ભાઈ સુરુ ધાલાનું છે. અને તેનો બ્લોક આપવા બદલ અમારા સ્નેહી ભાઇ મોહનલાલ મહેતા (સોપાન) ના અમે આભારી છીએ.

ઇન્દુલાલ ગાંધી
મગનલાલ દેસાઈ
રતુભાઈ દેસાઈ

૨૦: ૧૧: ૧૯૪૨
વિલેપારલે

# આપણી કવિતા—એનો ઉગમ અને વિકાસ

સાહિત્ય એ પ્રજાજીવનનું પ્રતિબિંબ છે—પદ્યસાહિત્ય તો ખાસ. પ્રજામાં ઊઠેલાં ભાવનાનાં ને જાગૃતિનાં આંદોલનો ને ઊર્મિ, ભરતીના પ્રચંડ લોઢ કે ઓટ; એના પછડાટ કે ઉત્થાન, એની ઉન્નતિ કે અવનતિ એ બધાનું અખંડ, એકધ ને સુરેખ પ્રતિબિંબ સ્પષ્ટ રેખાઓમાં અંકિત થયેલું ક્યાંય જોવા મળે તો તે સમયના સાહિત્યમાંજ. સાહિત્યનું પ્રયોજન જ એ છે [1] અને તે હેમ્લેટ બોલે છે એ 'whose end, both at the first and now, was and is, to hold, as 'twere , the mirror up to nature; ....to show the very age and body of the time his form and pressure.' [2] ઉક્તિમાં બહુ સમુચિત રીતે નિરૂપિત થયું છે. જેમ જીવનના તેમ સાહિત્યના ઘડતરમાં આ પ્રેરકબળો જ મુખ્ય ભાગ ભજવે છે.

આપણા કાવ્યસાહિત્યની શરૂઆતમાંજ કરતાલના મધુર તાલ સાથે પ્રલંબસૂરીલા ઝૂલણા છંદમાં ઘૂંટી ઘૂંટીને બુલંદ સ્વરે પ્રભાતિયાં લલકારતો, ને ભક્તિપૂર્વક આર્દ્ર બની, પોતાનું પુરૂષપણું વિસરી ગોપીભાવે પોતાના પ્રિયતમ શ્રીકૃષ્ણને આરાધી ભક્તિ અને જ્ઞાનનો

---

૧ આનો અર્થ કોઈ એમ ન કરે કે સાહિત્ય આદર્શલક્ષી હોવું ન જોઈએ; ને સાહિત્યકારો વર્તમાનની સાંકળે બંધાઈ, અપંગ બની, પોતાના સમયથી આગળ એક ડગલું ભરી ન શકે. આ માટે 'હેમ્લેટ'નું વિવેચન કરતાં જર્વાઈનસે લખેલા શબ્દો જાણવા જેવા છે :–

'A man should belong to his age and the work which lies nearest he should advance according to his ability.....It is only when a man, such as Shakespeare, entirely and fully belongs first to his age and its cultivation and business in every essential direction, and also by his power of mind anticipates the method of thought and feeling in generations to come, that we can respect this advanced position as the token of a true and great superiority.'

—Commentaries on Shakespeare
—Hamlet—P. 574.

૨ Hamlet—Act III, Scene II.

જ્યોતિ પેટાવતો નરસૈંયો ભક્ત હરિનો, ને કૃષ્ણભક્તિ કાજે વૈભવ તરછોડી 'ચુંદડી ઓઢું ત્યારે રંગ ચુવે રે રંગબેરંગી હોય' કહી 'કાળી કામળી' ઓઢી કૃષ્ણભક્તિમાં ઘેલી બનેલી રાજરાણી મીરાંની મૂર્તિ નજરે તરે છે. પછી એરણપરથી તત્ત્વજ્ઞાન અને સાંસારિક વ્યવહારજ્ઞાનના તણખા ખેરવતો અખો, છવીંટિયાના નાદ ને માણના મધુર રણકારથી શ્રોતાસમૂહને રસમાં તરબોળ કરતો આખ્યાનકાર ભટ્ટ પ્રેમાનંદ, આપણી ભાષામાં પહેલવહેલું રંગદર્શી તત્ત્વ (Romantic element) દાખલ કરનાર, પોતાની આલમમશહૂર 'વાર્તારસમાં જ્ઞાનની ગોળી પાનાર', ગુજરાતના Scott નું ઉપનામ પામનાર શામળ; લાલચટક સાહોદરાશાહી પાઘડી, ચીપીચીપીને પહેરેલું ધોતિયું, કસકસતું, અક્કડ, કોરું અંગરખું અંગે ધારણ કરેલ, ચાણોદ કન્યાળીનો પ્રણયઘેલો છેલ દયારામ........અને દયારામ પછી આવે છે સમગ્ર સાહિત્યની કાયાપલટ કરી નાખનાર, એના અંગ ઉપાંગમાં નવુંજ લોહીને પ્રાણ ધબકતાં કરનાર, કોઇ 'મહાકાવ્ય કે ઉદાત્ત નાટક જેવું' ભવરણનું જુદ્ધ ઝૂઝી જનારો અર્વાચીનોનો આદ્ય વીર નર્મદ.

પણ દયારામ અને નર્મદ એ બે વ્યક્તિ વચ્ચે એક મોટી યુગસરિતા વહી રહી છે. દયારામ 'પ્રાચીન સંસ્કારી ગુજરાતી કાવ્યસાહિત્યના ઝાંખા પડતા દીપનો અંતિમ પ્રકાશ છે' [૩] જ્યારે નર્મદના કાવ્યસાહિત્યમાં 'અર્વાચીન કવિતાની ઉષા છે, નવીન ગુર્જર કાવ્યનું વહાણું વાય છે, એનો બાલસવિતા પોતાની પહેલવહેલી કોર કાઢે છે.' [૪] નર્મદ પ્રાચીન અને અર્વાચીન પદ્યસાહિત્યને સાંધનાર પૂલ જેવો છે.

અર્વાચીન સાહિત્યનો આદ્યપુરૂષ નર્મદ અને સાહિત્યની એણે

---

૩ ગુજરાતી સાહિત્યનાં માર્ગસૂચક સ્તંભો-પૃ. ૧૭૭

૪ નર્મદનું પદ્યમંદિર-પૃ. ૪૭

કરેલી કાયાપલટનો આપણે કાંઇપણ ઉલ્લેખ કરીએ તે પહેલાં આપણે એના અને એ યુગને ઘડનારા ક્યાં પ્રેરક બળો હતાં તે નિહાળી લઇએ. સાહિત્ય-વિવેચનમાં ને જીવનમાં પણ-રસલક્ષી ધોરણની સાથોસાથ ઇતિહાસલક્ષી અને વ્યક્તિલક્ષી ધોરણ પણ પ્રચલિત છે. નર્મદનો જમાનો (ઇ. સ. ૧૮૩૩-૧૮૮૬) જુઓ: ઇ. સ. ૧૮૧૮ ની ખડકીની લડાઇએ ગુજરાત માટે કોઇ નૂતન જીવનની ખડકી ઉઘાડી આપેલ છે. પિંઢારાની લૂંટો, મરાઠાનાં ધાડાં, ગાયકવાડી અને પેશ્વાઇ જેવી બે બળવાન સત્તાના આક્રમણથી ઉત્પન્ન થતી અંધાધૂંધી, એ બધા વાયરાઓ ત્યાર પછીથી ગૂજરાતમાં ઊડ્યા નથી. એ વાયરા બેસી ગયા અને જીવનમાં એક પ્રકારની સ્થિરતા આવી. ઇ. સ. ૧૮૨૦ માં Bombay Education Society શરૂ થઇ, ને રણછોડદાસ ગિરધરભાઇ દ્વારા કેળવણીના કિરણો ચોમેર ફૂટવા લાગ્યાં. ઇ. સ. ૧૮૫૪-૫૫ માં સરકારી કેળવણી ખાતાની સ્થાપના થઇ, હોપ વાચનમાળાની રચનાના શ્રી ગણેશ મંડાયા. ઇ. સ. ૧૮૫૭ માં મુંબઇ યુનિવર્સિટી અસ્તિત્વમાં આવી. આને પરિણામે જ્ઞાન અને પ્રગતિનું અમીસિંચન પામી સામાજિક જીવનમાં સંસ્કાર ને સુધારાની વેલ ઊગી નીકળી. આ વેલને અંકૂરી ઊગાડી ઉછેરનારા 'દદ્દા'ની એક મંડળી હતી. દુર્ગારામ, દાદોબા, દીનમણિશંકર, દલપતરામ ને દામોદર. અમદાવાદમાં એ. કે. ફાર્બસ સાહેબે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીની 'તે વખતમાં મળી શકે એવાં, સઘળાં ગુજરાતી પુસ્તકોની જૂની હસ્તલિખિત પ્રતોનો સંગ્રહ કરવાનો અને અંગ્રેજી અને બીજી ભાષાઓમાંથી મહેનતાણું આપીને નવાં ભાષાંતર કરાવી તેમજ મૂળ ગ્રંથો લખાવી ગુજરાત પ્રાંતના ભાષા તથા સાહિત્યને સમૃદ્ધ કરવાના હેતુથી'[5] સ્થાપના કરી, ને એના ઉદ્દેશના

---

૫ શ્રી કૃ. મો. ઝવેરી. ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો પૃ. ૧૮

પ્રચારાર્થે ઈ. સ. ૧૮૫૯માં પહેલ વહેલું બુદ્ધિપ્રકાશ પખવાડિક શરૂ થયું.



આવી પરિસ્થિતિમાં આઘાત પ્રત્યાઘાતો વચ્ચે ઉપર્યુક્ત પરિસ્થિતિજન્ય બળોને કાવ્યદેહે મૂર્ત કરતી નર્મદ–દલપતની જોડલી પોતપોતાના નિરનિરાળા વ્યક્તિત્વથી ગુજરાતી પદ્યસાહિત્યને રેખાંકિત કરે છે. બન્નેની મહત્ત્વાકાંક્ષા એક જ હતીઃ સંસારસુધારો. બન્નેના આદર્શ અભિન્ન હતા : બાળલગ્ન, કન્યાકેળવણી વિરુદ્ધ દુરાગ્રહ, વિધવાવિવાહનો નિષેધ વગેરે સામાજિક કુરિવાજોની જડ નાબૂદ કરવાનો; પણ બન્નેનું વ્યક્તિત્વ નિરાળું હતું. બન્નેની રીત અને રાહ ન્યારાં હતાં. દલપતરામ એમની સભારંજની શૈલીમાં 'ધીરે ધીરે સુધારાનો સાર'[૬] સંભળાવતા હતા, જ્યારે નર્મદ અનર્ગળ જોમ અને 'જોસ્સા'પૂર્વક 'યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે'[૭] એવી વીરહાક પૂકારતો. બન્ને વચ્ચે એ રીતે આસ્માન જમીનનો તફાવત છે. પ્રાચીન સાહિત્યનો કાવ્યપ્રવાહ મુખ્યત્વે ધાર્મિક વિષયો ને પૌરાણિક આખ્યાનોના બે કાંઠા વચ્ચે વહે જતો હતો, તેમાં સાંસારિક કુરિવાજોમાં ધીમો સુધારો ને સ્વદેશ વાત્સલ્ય એ બે નવા પ્રવાહો દલપતરામે ઉમેર્યા : પરંતુ નર્મદે પ્રકૃતિપ્રેમ, પ્રણય, સ્વત્વ, શૌર્ય, સ્વાતંત્ર્ય, દેશદાઝ, જોસ્સો વગેરે તત્ત્વોથી ગુજરાતી પદ્યને અવનવું જ સ્વરૂપ આપ્યું છેઃ એના જેવું 'વિલક્ષણ, વિવિધ ને વિક્રમશાલી જીવન આખા ગુજરાતી સાહિત્યમાં ક્વચિત જ જડશે.'[૮] આ તત્ત્વો ઉપરાંત આત્મલક્ષી કાવ્યોનો, સૃષ્ટિ સૌન્દર્ય ને ચિંતનના કાવ્યોનો ત્રિવેણીપ્રવાહ પણ

---

૬ વેનચરિત્ર–દલપતકાવ્ય–ભા. ૨. પૃ. ૨૧૬

૭ શ્રી. વિશ્વનાથ મ. ભટ્ટ સંપાદિત નર્મદનું પદ્યમંદિર પૃ. ૧૪૮

૮" નર્મદનું પદ્યમંદિર પૃ. ૩૯

અહીંથી જ ઉમેરાય છે. અગાઉ કાવ્યમાં અંગત લાગણીને વર્ણવા માટે નરસિંહ, દયારામ વગેરેએ કૃષ્ણગોપીના ઓઠાંનો ઉપયોગ કર્યો છે, જ્યારે નર્મદ તો

સલામ રે દિલદાર યારની કબૂલ કરજે,
રાખીશ મા દરકાર, સાર સમજી ઉર ધરજે;

એમ સ્પષ્ટપણે પોતાના મનોભાવ કૃષ્ણ જેવા કોઇ દિવ્ય પાત્રનું અવલંબન શોધ્યા સિવાય કહ્યા છે.

નર્મદ ૧૮૮૬ માં મૃત્યુ પામ્યો ને તે પછીના વર્ષે ૧૮૮૭ માં પશ્ચિમની કેળવણીના, 'યુનિવર્સિટીની સ્થાપનાના ત્રીશ વર્ષને મૂર્ત કરતું ફળ'–નરસિંહરાવભાઇની 'કુસુમમાળા' એઓ તેની પ્રસ્તાવનામાં લખે છે તે પ્રમાણે 'આપણા આ દેશની કવિતાની પદ્ધતિથી કાંઇક જૂદી પદ્ધતિની પાશ્ચાત્ય દેશની કવિતા કેવી લખાય છે......તથા ત્હેવી કવિતા તરફ ત્હેમની રુચિનો પ્રવાહ ચલાવવો એ ઉચ્ચગ્રાહી ઉદ્દેશથી' આપણને મળે છે. એઓ પણ સામાજિક કુરુઢિઓને નિર્મૂળ કરવાનું, કાવ્યવિષયમાં ભવ્યતાના આગ્રહી હોવા છતાં, ઉપદેશે છે. રાજવી કવિ કલાપી ફારસી કવિતાની મસ્તી, મસ્ત પ્રેમ, લાગણી ને દર્દ વડે આ પ્રવાહને રંગે છે–ખાસ તો અંતઃકરણના ઉંડા આર્તનાદ વ્યક્ત કરતી ગઝલો દ્વારા.

આપણી કાવ્યયમુનાને ત્યારબાદ, કવિ ન્હાનાલાલ હળધરની પેઠે એક બીજીજ દિશામાં વાળે છેઃ એમના સ્પર્શ સાથેજ જાણે સમગ્ર વાતાવરણ બદલાઇ જાય છે. દુનિયાના ને સામાજિક વ્યવહારના સ્થૂળ સ્વરૂપને નહિં, ભાવનાસ્વરૂપને નિરૂપતાં એમના કાવ્યો આપણને કોઇ સૂક્ષ્મ ને અગોચર પ્રદેશની ઝાંખી કરાવે છે. જીવનમાં સ્વતંત્રતાની હિમાયત થતી હતી તેમ કાવ્ય પ્રદેશમાં પણ બને છે; ને 'પિંગળ ઋષિએ ઘડેલાં છંદના ઝાંઝર આજની નવયૌવના કવિતદેવીને નાના પડે છે'[૯] ને આપણને–કાવ્યના બાહ્ય કલેવરની વાત કરીએ તો–અપદ્યાગદ્યનું નવું જ સ્વરૂપ મળે છે.

---

૯ કેટલાંક કાવ્યો ભા. ૧ પ્રસ્તાવના.

એઓ

ઘૂમે ઘૂમે ને ઘેલી વહે,
ને કાંઈ વ્હેતી અખંડ ને અનંત રે
જાહ્નવી જગની-ઘૂમે રે !

જેવા ગંભીર તત્ત્વજ્ઞાન સાથે 'ચોકખો મ્હારો ઓટલો, ચોકખો ઘરનો ચોક' એ બાળભાવથી માંડી 'વેણી ગૂંથી ને મહીં ફૂલ હું તો ભૂલી' કહેનારી અર્વાચીન ગૂજરાતની હૈયાસૂની નવયૌવનાના મુગ્ધ મનોભાવ, લગ્નસ્નેહ ને વિશુદ્ધ દામ્પત્ય ભાવનાના ભાવો પણ નિરૂપે છે. ખોટાદકર ગૃહભાવનાઓ ને કૌટુમ્બિક પ્રેમની વીચિમાલાથી છલી જતો પ્રવાહ મેળવે છે. હરિ હર્ષદ ધ્રુવ, ખબરદાર વગેરે વીરરસભરી છોળોથી આ પ્રવાહ ને ઉછળાવે છે. કાન્તનાં કાવ્યોમાં જગતની નિષ્ઠુરતાથી પીડાતું ને વેદનાથી તરફડતું ને મૂંગી ચીસો પાડતું કરુણાની અખંડ આર્દ્ર ધાર વહાવતું હૈયું નજરે પડે છે. કવિતામાં પ્રાણ જેવા અંતઃક્ષોભના તત્ત્વ ઉપરાંત સાથે સાથે એટલું પણ નોંધી લઈએ કે કાન્તે આપણી કવિતાને માંડણી, ઘાટ ને સૌષ્ઠવતાભર્યો આકાર આપ્યો છે; ને લગભગ એજ ટાણે શ્રી બળવંતરાય ક. ઠાકોર 'પુષ્કળ કવિતા માત્ર પોચટ આંસુ સારતી' કહી વિચાર પ્રધાન કે અર્થઘન કવિતાના આગ્રહી તરીકે, કવિતાના બાહ્ય કલેવરને બહુ અગત્યતા ન આપવાનું ઉપદેશતાં, નજરે ચઢે છેઃ સાથે એઓ 'કવિતામાં ઊર્મિતત્ત્વ હોવું જોઈએ, ઊર્મિશૂન્ય તે કવિતા નહિં. કવિતા હૃદયનો વ્યાપાર અને હૃદયને સ્પર્શવાની શક્તિવાળી હોવી જાઈએ'[૧૦] એવી હિમાયત પણ કરે છે. ઈ. સ. ૧૯૧૯ અને ૧૯૩૦ના અહિંસક યુદ્ધના વાતાવરણની ને ગાંધીયુગના પ્રવાહોની મંગળ છાયા આજની કવિતાના આંતર-કલેવર પર ગાઢ રીતે પથરાઈ છે. શ્રી વિશ્વનાથ મ. ભટ્ટ કહે છે તેમ

૧૦ આપણી કવિતાસમૃદ્ધિ–પ્રથમ આવૃત્તિ–પૃ. ૩૩.

'નવતાપ્રેમ, પ્રયોગશીલતા, વૈવિધ્યવાસના, આત્મસાક્ષાત્કારની ઇચ્છા, વાસ્તવદર્શન અને દીનજનો પ્રત્યેનું વાત્સલ્ય' [૧૧] આધુનિક કાવ્યસાહિત્યનાં પ્રેરકબળો બન્યાં તે પણ ગાંધીજીની યુગવ્યાપી પ્રવૃત્તિના પ્રતાપે. આ કાવ્યપ્રવાહમાં શ્રી ચન્દ્રવદન મહેતાએ ઉમેરેલો નિર્મળ ભગિની પ્રેમનો મંજુલ સ્રોત વિલસે છે: ને એમાં રશિયામાંથી અહીં આયાત થયેલા સમાજવાદી વિચારસરણીના દીવાઓ પણ તગતગે છે. [૧૨] બીજા બે તત્વો–ટાગોરનો અગમ્યવાદ ને શ્રી અરવિંદના યોગ ભક્તિ–ના દીવાઓ શ્રી સ્નેહરશ્મિ અને શ્રી પૂજાલાલે પોતપોતાના પદ્યપાત્રમાં પેટાવીને આ પ્રવાહમાં વહેતા મૂક્યા છે; ને શ્રી કરસનદાસ માણેક પ્રાચીન આખ્યાનોની ને લોકગીતોની શૈલીમાં, સમકાલીન રાજકીય ઘટનાઓને કટાક્ષનો વાઘો પહેરાવીને 'વૈશંપાયનની વાણી' દ્વારા એમાં રમતા મૂકે છે એની પણ નોંધ લઇએ.



આમ છતાં નવી કવિતા જેટલા લોકોને ગમે છે તેથી વધુને નથી ગમતી એ હકીકત છે. કેટલાંકને મન તો એ બહુ માથે ચઢી વાગી છે એમ પણ લાગે છે. આનું કારણ, કદાચ નવી કવિતા વક્તવ્યની સરળતા વિષયની ઉચ્ચાભિમુખતા, આદર્શના વ્યોમવિહાર ને સૌન્દર્યના રંગધનુ છોડીને, ધરિત્રીની રજ, સંકુલતા ને કઠોરતામાં રોળાય છે એ પણ હોય. કદાચ, એણે વાહન તરીકે જૂના ઢાળો, ગરબીઓ ને પદોનો ત્યાગ કર્યો છે એ પણ હોય. કદાચ, એમાં શ્રી ઉમાશંકરે કહ્યું છે .તેમ [૧૩] કવિતા કરતાં વિશેષ નાવીન્ય છે તેથી પણ હોય. એ ગમે તેમ: કવિતા કેવળ કલ્પનાનો, ચાપલ્યનો ને ભાવવિવશતાનો વિષય નથી, એ બુદ્ધિ ને તર્કના રૂપાળા ચોકઠામાં મઢવાની વસ્તુ નથી. કવિતામાં માત્ર બાહ્યદેહનો આકાર ને સૌષ્ઠવ એ જ પ્રધાન વસ્તુ નથી. એમાં જન સમસ્તની લાગણીના અખંડ

---

૧૧ તેત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય પૃ. ૧૦

૧૨ શ્રી મેઘાણીની યુગવંદના, શ્રી સુન્દરમ ઉમાશંકરના અનેક કાવ્યો ને તાજેતરમાં બહાર પડેલ શ્રી સ્વપ્નસ્થનો કાવ્યસંગ્રહ 'રાવણહથ્થો' આ વિધાનના સમર્થન રૂપે ગણાવી શકાય.

૧૩. 'નિશીથ'ની પ્રસ્તાવના.

ધબકારા હોય, એમાં અનુભવની સચ્ચાઇનો રણકારો હોય, અંતઃક્ષોભનો નાનો શો તણખો હોય, વક્તવ્યની ચોટ હોય, ને સવતોભદ્ર દૃષ્ટિબિન્દુની ગજાસંપન્ન ઉપાસના હોય તો ઘણું છે. કવિતા–શું નવી કે જુની–એ કાંઇ સસ્તા લોકાદરના મોકળા પાણીમાં ફૂલે ફાલે ને ઉપેક્ષા કે અવમાનના આકરા તાપમાં કરમાઇ જાય એવી કોમળ વેલ નથી. આપણે સહુ–નવી કવિતાને વખાણનારા ને વખોડનારા–આટલું સમજીએ તો બસ છે.



એમાંય વળી 'ચયનિકા' એ તો નવી કવિતાનો નવીનતમ સંગ્રહ છે. એનો કેટલો સત્કાર થશે એ હું નથી જાણતો, પણ એનામાં કાંઇપણ તત્ત્વ હશે તો આંતરિક તાકાતના જોરે એ અવશ્ય જીવી જશે. એમાં કશુંજ નહિં હોય તો એને જીવાડવાનો કોઇપણ બાહ્યાધાર નિરર્થક નીવડશે.

'ચયનિકા'ના બધાં કાવ્યોને હું મુખ્યત્વે આટલા વિભાગોમાં વહેંચી નાખું છું, (૧) પ્રણયકાવ્યો (૨) પ્રકૃતિવર્ણન (૩) ચિંતનાત્મક કે વિચારપ્રધાન કાવ્યો (૪) ઉદ્‌બોધનો (૫) ભજનો–ગેય રચનાઓ (૬) અંજલિકાવ્યો અને આ વિભાગોમાં ન સમાતી એવી પ્રકીર્ણ રચનાઓ. બધી કૃતિઓ આટલા વિભાગોમાં વહેંચાઇ જાય છે એ વસ્તુ જ આ સંગ્રહના વિષયવૈવિધ્યની સૂચક છે.

પ્રણયકાવ્યોમાં શ્રી સુન્દરમ્‌નું 'ભલે તું' કાવ્ય, નાયકની નાયિકા પ્રત્યેના પ્રેમની ગાઢ આસક્તિ નિરૂપતી સુંદર રચના છે. પ્રસાદ અને પ્રવાહિતા આમાં અનુપમ છે. પણ એક વસ્તુ ચર્ચા અર્થે નોંધી લઉં. શિખરિણીની હરકોઇ કૃતિમાં પૂર્વાર્ધની પહેલી બે પંક્તિને બેવડાવવાથી એમાં શ્વાસનો આરોહ અવરોહ બરાબર નથી સચવાતો એમ નથી લાગતું? ઉત્તરાર્ધને બેવડાવવાથી કૃતિની ગેયતામાં આવી કશી અડચણ ન નડે એમ હું માનું છું. 'સખિને' નામક શ્રી. રતુભાઇ દેસાઇના કાવ્યમાં સ્વયંપ્રેરિત પ્રેમની મહત્તા

ગવાઈ છે. પારિજાતનું વૃક્ષ ફૂલરાશિથી 'પ્રેમોર્મિએ પૃથ્વીપ્રત્યંગ છાઈ' દે છે તેમ સ્વાભાવિકરીતેજ હૃદયમાં પ્રેમભાવ સ્ફુરીને છલી જવો જોઇએ—એજ ઉચ્ચ અને ઇષ્ટ એ આ કાવ્યનું વક્તવ્ય. કોમળ ઋજુ ભાવનું શાલિનીવૃત્ત આમાં સુંદર વાહન બની રહે છે. 'હૈયાહીણું હૈયું' કાવ્યમાં ભગ્નપ્રેમનું આલેખન છે. ખંડ હરિગીત છંદ આસાનીથી ને સહજચ્છટાએ વહ્યો જાય છે. આ કાવ્યમાં

એ મીઠડી મુજ મૂળભૂમિ !
જ્યારે તને છેલ્લી ચૂમી;

એ પંક્તિઓ સરસ છે પણ એનાથી કાવ્યનું મુખ્ય વક્તવ્ય સહેજ ફંગી જતું જણાય છે. નાયકની નાયિકા પ્રત્યેની આસક્તિ ને નાયકના હૃદયમાં જન્મેલી વ્યથા ને કરુણા—જે આ કાવ્યનું મુખ્ય વક્તવ્ય છે—ના ભાવોને બદલે આ પંક્તિઓ દ્વારા 'મીઠડી મૂળભૂમિ' પ્રત્યેનું ભાવાલેખન વધુ જોરદાર લાગે છે: ને એટલેજ એના મુખ્ય વક્તવ્યની દોરીનો વળ સ્હેજ ઉખળી જાય છે. 'પાનખર'માં પણ ભગ્નપ્રેમનુંજ આલેખન છે. કાવ્યનો ઉત્તરાર્ધ ખૂબ પ્રાસાદિક છે. ભાવની ઉત્કટતા 'છતાં હૈયું મારું સહન ન કરે આ વીતકને' એ પંક્તિમાં ટોચે પ્હોંચે છે. એક પ્રકારની પ્યાસ, દર્દ, ને વિષાદ આખી કૃતિમાં વણાઇ ગયેલ છે. શબ્દમાધુર્ય ને પ્રકૃતિના મનોહર ચિત્રો આંકવાની છટા સહેજે ધ્યાન ખેંચે છે. 'સ્મૃતિ એ પળ એકની'માં પ્રસન્ન પ્રેમનું ને એવા પ્રેમની સ્મૃતિનું ભાવાલેખન થયું છે. સરળ–સાદા અનુષ્ટુપમાં કથનની પ્રવાહિતા સચવાઇ છે, ને પશ્ચાદ્ભૂમિકા લેખે કાવ્યારંભમાં પ્રકૃતિદૃશ્યનું સુંદર, સુરેખ ચિત્ર દોરાયું છે. 'હતું મને'નો પૂર્વાર્ધ જેટલો ઉત્કટ ને સુંદર લાગે છે એટલો ઉત્તરાર્ધ નથીં જણાતો. છેલ્લી બે પંક્તિમાં રહેલા રૂપકની યથાર્થતા સ્ફુટ નથી થતી. 'એના બદલામાં' કાવ્યમાં ચાતુર્ય અને ચાપલ્ય સાથે થોડોક કટાક્ષ પણ ધરબાયો છે.

પ્રકૃતિવર્ણનના વિભાગ તરફ વળીએ કે તરતજ એમાં રહેલું વૈવિધ્ય–છંદનું અને વિષયનું–પ્રથમ ધ્યાન ખેંચે છે. છંદની જ વાત કરીએ તો 'ગવરી'માં શ્રી. કોલટે, શ્રી. ખબરદારના 'દિવ્યછંદ'માં થોડોક ફેરફાર કરીને એક નવા જ છંદ–'સાન્ધ્ય છંદ–'ની રચના કરી છે. જગ્યાની કરકસર અર્થે આ સંગ્રહમાં બે પંક્તિઓ એક સાથે છાપી છે પણ એની એક કડી જે રીતે હોવી જોઈએ તે રીતે આ નીચે ઉતારું છું:–

જો રાત સરે ચોપાસે
નીરવતાનો અવતાર,
ડુંગર મુનિવરશા બેઠા,
ધરતી પર ધ્યાને હેઠા,
ખીડોમાં વનચર પેઠાં,
નહિ કોઇ રહ્યું ઘર બહાર.
જો રાત સરે ચોપાસે–
તું આવ હવે આ પાર !

એના બંધારણની વાત કરીએ તો–એમાં પંક્તિ ૧–૩ ૪-૫ ૧૪ માત્રાની છે, જ્યારે ૨-૬-૭-૮ ૧૩ માત્રાની બનેલી છે; ને પંક્તિ ૨-૬-૮ ને ૩–૪–૫ નો પ્રાસ સાધ્યો છેઃ એક કડીમાં પહેલી ને સાતમી પંક્તિનુ પુનરાવર્તન પણ થાય છે. છંદોના નવા અખતરાઓ તરફ મને બહુ પક્ષપાત નહિ હોવા છતાં, આ છંદ એની લયમધુરતા, પ્રવાહિતા ને વર્ણ વિન્યાસને લીધે ખૂબ આકર્ષક લાગે છે. આપણે ત્યાં બહુ ગોપકાવ્યો (Pastoral Poems) નથી. આ કાવ્ય એ પ્રકારનો સુંદર નમૂનો છે–સાદું, સુમધુર ને સમુચિત વર્ણન, શબ્દમાધુર્ય ને એમાં આવતા અલંકાર વગેરેને લીધે. 'ગિરનાર–ટૂક પહેલી' એ શ્રી. ઇન્દુલાલ ગાંધીના એ વિષય પરના એક દીર્ઘ કાવ્યનો ખંડ છે–એક ટૂક છે. સૌરાષ્ટ્રના ગૌરવભર્યા પ્રાચીન ઇતિહાસને 'ચિન્તનને ચબુતરે' ચડીને આ કાવ્યમાં નિહાળવાનો કવિએ

પ્રયાસ કર્યો છે. અલંકાર નાવીન્ય, વ્યંજનાત્મક કલ્પના ને સ્ફુટ અસ્ફુટ ભાવદર્શન—જે શ્રી. ઈન્દુલાલની વિશિષ્ટતા છે—આ કાવ્યમાં મ્હોરી રહ્યાં છેઃ—

સામે તળેટીનું હથેળી જેવું,
તળાવ સૂતું હતું વારિહોણું;

*　*　*　*

હું પંગુને યે નવજોમ પાતી,
વીરશ્રી સૌરાષ્ટ્રની વીર્યવન્તીઃ
સહસ્ર સાદે વન વીંધી આવતી,
હારેલ શ્રદ્ધા ફરી સાણદી થતી.

*　*　*　*

મીઠા સ્વરોએ જ્યમ પંખી પંખીને,
ફરી ફરી સાદ નજીક તેડે;

*　*　*　*

'ખસો જરા' થાંભલીઓ અમોલ,
પ્હેરો ભરંતા પ્રતિહાર જેવી;

વગેરે પંક્તિઓ ઉપર્યુક્ત વિધાનને સમર્થન આપે છે. 'મૃત પવન' એ એક રીતે તો આત્મલક્ષી કાવ્ય છે. કાવ્યની બાની (Diction) ને એમાંથી ઊઠતો સહેજ વિષાદમય ને નૈરાશ્યસૂચક ધ્વનિ કવિતાના મથાળે નામ ન લખ્યું હોય તોય એ શ્રી પતીલની રચના છે એમ જણાવી આપે છે. 'ઉર મહીં, ન સમાતું ગીતમાં તે ગવાતું' એ આ કાવ્યની છેલ્લી પંક્તિ ભાવોદ્રેકતાની અંતિમ પરાકાષ્ટા સૂચવે છેઃ એ પંક્તિ અત્યંત કાવ્યમય ને માધુર્યયુક્ત છે. 'આથેરી ભોમે'માં બૃહદ ગુજરાતીઓની ગુજરાત પ્રત્યેની લાગણી ને ભાવના નિરૂપિત થયેલી છે. કાવ્યના વક્તવ્યમાં છતો થતો લોકગીતનો રણકો, એક પ્રકારનો વતનનો ને એની સંસ્કૃતિનો તલસાટ ને ભાવુકતા આમાં તરવરે છે. 'મિલન' એ વર્ષાકાવ્ય છે. વર્ષા અને અવનિનું પ્રિયપ્રિયા મિલન છે એ સુંદર કલ્પના છે. કાવ્યમાં મનોરમ વર્ણવિન્યાસ પણ સધાયો છે.

ચિંતનાત્મક વિભાગના 'જસમા' નામક કાવ્યમાં આ લખનારે, જસમાના પાત્રની આડે અટવાયેલા લોકકથા વગેરેના અંશોને દૂર કરી, એના જીવનના મુખ્ય વક્તવ્યને કાવ્યમાં બને તેટલી સંક્ષિપ્તતાથી ઘટાવવાનો પ્રયાસ કીધો છે. એમ કહોને કે એ પ્રસંગ પરત્વેનું મેં મારું દ્રષ્ટિબિન્દુ જ આમાં વ્યક્ત કર્યું છે. 'અશ્વની ઋચા'માં શ્રી સુન્દરમ્ એમની લાક્ષણિક રીતે અશ્વનું વેદકાલીન સમયથી માંડીને તે આજ લગી આપણા જીવનમાં સ્થાન ને ઉપયોગિતા નિરૂપે છેઃ અશ્વની ઉપયોગિતાની દ્રષ્ટિએ જૂદી જૂદી ભૂમિકાઓ આલેખે છે. કાવ્યનું મુખ્ય વક્તવ્ય આપણી આધુનિક સંસ્કૃતિ પ્રત્યેનો કટાક્ષ— છેલ્લી કંડિકામાં સ્ફુટ કરીને મૂકેલ છે.

હું કિન્તુ હા, આટલું ઈચ્છું કે આ
સ્પર્ધા વિષે માનવતા મચેલી.
જ્યારે કદી અંત થવાની હોય
તે પૂર્વ મારો કરજે તું અંત;
મેં સાથ દીધો બહુ જીવવામાં
ન સાથ એનો ચહું મૃત્યુમાં હું.

'સહસ્રપુત્રા નર્સ' એ શ્રી. પ્ર. નું 'એક નારી નહિ પંચ નારી' જેવી દવાખાનાની ઉપચારિકાના જીવનને નિરૂપતું કાવ્ય છે. કાવ્યનો ઉપાડ ચિત્રાત્મક ને જોરદાર છે. એના જીવનની ને કાર્યની વિધવિધ ચર્યાને નિરખતાં

...મને એક વિચાર આવે,
કે મા ધવાડે લઘુમુષ્ટિ જેવા
બે થાનનું અમૃત તું સમસ્ત
કાયા અને જીવન કેરું સત્ત્વ,
ઘોળી જમાડે તુજ પુત્ર માત્રને.

એ પંક્તિઓ લાઘવોક્તિ ને અર્થઘનતાનું સરસ દૃષ્ટાંત છે. આના પછી કાવ્યના અંતભાગની પંક્તિઓ—

સંકોચ વિના પ્રિય પેઠ ધૂએ
દર્દી જનોના શિર, પાય ચાંપે;

વગેરે બહુ ફીસી, ગદ્યમય ને ઉપરછલ્લી લાગે છે: વક્તવ્યને નબળું કરી દે છે. 'તોયે અજાણ' કાવ્યમાં શ્રી. ઊર્મિલા દવે માનવ-જીવનમાં ઉભી થતી વિષમતા ને વિસંવાદિતાને આલેખે છે:—

કાજળી આષાઢીના મેઘને ગરજવે,
વીજળીના ત્રાટકે એ સાથે રે મૂંજિયાં,
તોય દેવા, આજે રહ્યાં કાં અજાણ?
ચડતી ઉષાની ને નમતી સન્ધ્યાની
કસુંબીલી રંગ છોળે સાથે હિંચોળિયાં,
તોય દેવા, આજે રહ્યાં કાં અજાણ!

વ્યાપક અર્થમાં જેમ વ્યક્તિને, તેમ સમષ્ટિને—ને માનવજાતિના તમામ માંગલ્યના ભક્ષક એવા હાલના યુધ્ધસંહારને લીધે ખાસ—આ વક્તવ્ય લાગુ પડે છે. ગીતનું ધ્રુવપદ અર્થવાહી ને દ્યોતક છે. 'ખાકનો નિશ્ચય' આપણા એક ઊગીને ઊભા થતા, પણ આશાસ્પદ કવિની રચના છે. ખાકનો તો આમાં રૂપક લેખે આશ્રય જ લેવાયો છે. ખરી રીતે તો એ કવિના આંતરિક મનોભાવનું જ આલેખન છે. સરળ ભાવોનું પ્રવાહી આલેખન ને લોકકલ્યાણનો સુભગ ધ્વનિ આ કાવ્યની ગુણવત્તા દર્શાવે છે.

ઉદ્‌બોધન વિભાગનું શ્રી સુંદરજી ગો. બેટાઈનું 'છેલ રે હો છેલ!' કાવ્ય પ્રાચીન ભક્તોના ભજનની વાણીનું સ્મરણ કરાવે છે.

કાગળની કિસ્તીના માંડયા શા ખેલ?
રે હો છેલ!
ભીની રે રેતીના બાંધ્યા શા રે આ તે મહેલ?
માટીનાં માન્યાં રે સાચાં મોર ને આ ઢેલ?
છેલા, ખેલ શા આ ખેલ?

વગેરે પંક્તિઓમાં અર્થને અનુરૂપ વાણીવણાટ છે ને વાણીને ઉલ્લસિત. ને સમોજ્વલ કરે એવી અર્થસામગ્રી છે. રૂપક, ઉપમા આદિ ઘરગથ્થુ અલંકારો, પ્રાસાદિકતા, સરળ બાની, બાનીની લઢણ, અર્થ-દ્યોતક એવું ધ્રુવપદ ને કાવ્યના અંતભાગે કાવ્યના રહસ્યની ને વક્તવ્યની ચોટ આદિ ભજનના બધાં લક્ષણો આમાં જળવાયાં છે.

'ઇજિન' એ શ્રી સ્નેહરશ્મિનું કાવ્ય કોઇ પ્રિયાના પ્રિયતમ કાજેના તલસાટના રૂપક નીચે ભક્તહૃદયની ઇશ્વર કાજેની ઝંખનાને મૂર્ત્ત કરે છે. અને

એની પદરજ તારકઅંગ અડી,
* * * *
એની એંધાણીએ સારી રાત ભરી

જેવી પંક્તિઓ, બાહ્ય ઉપસ્કરણોના કશા જ ઠાઠઠઠારા વિના ભવ્યનું કેટલું સાદું, સરળ ને સમુચિત વર્ણન કરે છે? આ પંક્તિઓ રંગના ભભકા વિના કેવળ આછી રેખામાં આખું ચિત્ર સ્ફુટ કરી આપે છે એ હકીકત ભવ્યનાં વર્ણન અર્થે પ્રકૃતિના તમામ તત્ત્વોને એના પદે ખમા ખમા કરતાં બતાવનારને સારા બોધપાઠ રૂપ છે. 'આસન એનું ખાલી, સખિ!' એ ધ્રુવપદમાં બે કે ત્રણ અક્ષરના શબ્દો ને દીર્ઘ-સ્વરોનું આવર્તન નૈરાશ્ય, અધીરાઇ ને ઉત્સુકતા ત્રણે ભાવોનું સૂચન કરે છે. 'કવિતાનો પ્રેમ' એ શ્રી. પતીલની લાક્ષણિક એવી રંગદર્શી ( Romantic ) શૈલીનો ઉત્તમ નમૂનો છે. આખા કાવ્યમાં આ આસમાની વૃત્તિ ને મસ્તી કસ્તુરીની જેમ ફોરી ઊઠી છે. એની

ઉપમાઓ, અલંકારો, વિચારની ચમત્કૃતિ, ઉછાળ, લઢણ, તીવ્રતા, રાહ એ બધું રુચિતંત્ર જ અનોખું: એનું અનુસરણ કરનારો ભૂલો પડે ને કેવળ વાગ્મિતા (Rhetoric)માં જ ફેંબા ખાય! પતીલના કાવ્યોનું આ દ્રષ્ટિએ ઘણું મૂલ્ય છે.

'મેધા' અને 'મેનકા' બન્ને શ્રી ઈન્દુલાલ ગાંધીની રચનાઓ છે. 'મેધા'માં વાણીની સ્ફટિક જેવી નિર્મળતા ને પારદર્શિતા ખાસ ઉલ્લેખ માગી લે છે. 'મેનકા' કાવ્ય વિશ્વામિત્ર–મેનકાના પૌરાણિક કથાપ્રસંગને ઝીલી લે છે. આ કાવ્યમાં શકુન્તલાનો ત્યાગ કરતાં માતૃહૃદયમાં થતી પારાવાર વેદના એ એનું મુખ્ય વક્તવ્ય છે:–

ન જોયું માતાએ, નયનદ્વય મીં ઢાંકી કરથી
પડી'તી હૈયાનું રુદન કરવા શાંત બલથી.
તણાયું લૈ નાનું શિશુ શરીર પત્રોનું ઝુમખું
સદા નાચી રહેતું વહન પણ ગંભીર પગલે
રહ્યું ચાલી—

એ પંક્તિઓમાંથી ઊઠતું આખું ચિત્ર ને ધ્વનિ હૃદયદ્રાવક છે. 'તપસ્યા લૂંટીને અરપ્યું ઋષિને ચિત્ત નબળું' જેવી સરળ પણ અર્થભર પંક્તિઓ વક્તવ્યને ચોટ આપે છે. આમ છતાં, થોડીક સંદિગ્ધતા, થોડીક અસ્પષ્ટતા, થોડીક અસ્ફુટતાને કવિ નિવારી શકતા હોય તો કેવું એમ કહેવાનું દિલ થઇ આવે છે. આ કાવ્યની છેલ્લી પંકિતઓ અર્થભર હોવા છતાં આટલા માટે જ સરળતાથી આસ્વાદ્ય ન બની શકે એવી સંભાવના છે.

શ્રી. ચંદ્રવદન શુકલનું 'આવ અંધારી રાત,' શ્રી સ્વપ્નસ્થનું 'નવા ઘડવૈયાઓ' ને શ્રી રતુભાઇ દેસાઇનું 'ભલે પસંદ' એ ત્રણે કાવ્યો એક રીતે તો સમાજવાદી દ્રષ્ટિબિન્દુવાળાં પ્રચારકાવ્યો છે:–

મિસ્કીનનાં આંસુ ને મુફલિસના દર્દની,
પરકારણ રોજ મોત ભેટંતાં મર્દની,
ઊંડેરા ઘાવોની, સૈકાની 'આહો'ની
સાક્ષી તું માનવના રૂંધેલા રાહોની.

એ 'આવ અંધારી રાત'ની પંક્તિઓ કે

આજ અમે બસ કાળમીંઢ શા, વજ્રલેપ કણ્ ભાઈ,
ઝીંકો ઝંઝા, ઝીંકો વીજળી જુગ જુગ જમ્મો માંહિ!

એ 'નવા ઘડવૈયાઓ'ની પંક્તિ કે

'આવો શૃગાલભાઇ, આવો ઘુવડભાઇ,
આવો અંધારમાં ચીબરીબ્હેનાં!
આપણું ગાણું ભલે જગને પસંદ ના,
ભલે પસંદ એને કોયલ, મેના.

એ 'ભલે પસંદ'ની, જગતે જેને અરૂપ વિરૂપ અને અમંગળ ગણ્યા છે એવા તત્ત્વોને આમંત્રણ આપતી પંક્તિઓ એક જ ભાવને મંડિત કરે છે: સંહારમાંથી સર્જનની આકાંક્ષાને, અમંગળમાંથી માંગલ્યને.

આ સંગ્રહમાં પ્રતિકાવ્ય તો એક જ લેવાયું છે નિર્દંશ કટાક્ષ, તન્દુરસ્ત હાસ્ય, મૂળ રચનાનું સફળ અનુકરણ વગેરે તત્ત્વો આ પ્રકારની રચનામાં જળવાવા જ જોઇએ. 'માંદગીને' એ શ્રી ઉશનસ્‌નું કાવ્ય એ દૃષ્ટિએ ઠીક ઠીક સફળ લાગે છે.

સખિ! કારકૂનના ખીસાની,
નથી વાતો તમથી છાની:
એકાંકી જનને કઈ નારી છે દવા ભરી પાવાની?

વગેરે પંક્તિઓમાં મેં ઉપર નોંધી તે વિનોદવૃત્તિ ઝળકે છે. છતાં કાવ્યનો અંતભાગ અપ્રતીતિજનક ને નબળો લાગે છે.

ભજનો ને ગેયરચનાઓમાં શ્રી લલિતજીનું 'કૂવાનો કોસવાળો' ગ્રામજીવનના એક અંગને ચિત્રાત્મક ઢબે નિરૂપતું વર્ણનકાવ્ય છે:–

પાણિયારીઓ બેડલે ઝૂલતી, હસમુખી આવે જાય:
સુખદુઃખની કથની કરતી, લટકે કૈં લહેરાય:

એ પંક્તિઓમાં કૂવાકાંઠે કિલ્લોલતા નારીવૃંદનું રસમય ચિત્ર ચીતરાયું છે. આવા સરળ કાવ્યમાં 'કાળના કૂવાને કાંઠડે' જેવી પંક્તિદ્વારા લક્ષણાત્મકરૂપે કાંઇક બીજી જ વસ્તુનું સૂચન કવિ આપે છે ત્યારે કાવ્યાર્થમાં કાંઇક દુર્બોધિતા અને સંદિગ્ધતા આવી જાય છે. 'આંધીરૂપે'માં વિશ્વના પરમ તત્ત્વને અંતિમ માંગલ્ય કાજે, અપરૂપ કે વિનાશક વેશે પણ આવવાની કવિએ પ્રાર્થના કરી છે:–

ઉઘાડાં મૂકવા સત્ય તું તારાં આવને કિરણરૂપે,
આવી જો ના શકે તેજ વેશે તો આવને અંધારરૂપે;
ઓરે! આવને આંધીરૂપે!

કાવ્યના લય ભાવ વગેરેમાં બંગાળી ગીતની છાયા પથરાઈ છે. 'મહેફિલ'માં શ્રી સુધાંશુએ જૂના ભજનની ઢબે સૂરી તત્ત્વજ્ઞાનને વણી લેવાનો પ્રયાસ કર્યો છે, ને કાવ્ય કાંઇ વધુ પડતું ભારે ને વાગ્મિતાવાળું લાગવા છતાં એ જાતના એક પ્રયોગ લખે એને આ સંગ્રહમાં સમાવ્યું છે. 'ગીત પ્રેરે?' એ શ્રી મોહિનીચંદ્રનું કાવ્ય વાંચતા શ્રી સુન્દરમનાં એક કાવ્ય 'મેઘનૃત્ય'ની સહેજે યાદ આવી જાય છે. આ કાવ્યમાં કાંઇક અવિશદતા પણ રહી ગઇ છે:—

શ્વાસની ધમણને કો ચલાવે?
પ્રાણના જામને છલછલોછલ ભરી

આમાં શ્વાસ ને પ્રાણ તે કોનો? વિશ્વનો? કવિનો? વિશ્વનો હોય તો એનો અર્થ દુર્બોધ રહે છે. કવિનો હોય તો એ આ પંક્તિમાંથી અભિપ્રેત નથી થતો.

પ્રકીર્ણ રચનાઓમાં શ્રી ખબરદારનું 'પડદો' કાવ્ય કલાપી અને બાલાશંકરની ગઝલોની યાદ આપે એવું છે; ને

વહે ખુશબો પવન લ્હેરે; ભરી દે તાજગી ચ્હેરે !
બધી આઝાદી તુજ પલટી જશે પલકારમાં આ શું ?

જેવી પંક્તિઓમાં વ્યક્ત થતો સુભગ આશાવાદ પ્રશસ્ય છે. આમ છતાં આખા કાવ્યની અસર મન પર વેરવિખેર થઇ જાય છે એ પણ નોંધી લઉં. 'એક મૂર્તિકારની પ્રાર્થના' એક અંગ્રેજી કવિતા ('An Idol Maker Prays') પરથી સૂચિત થયું છે. એમાં આવતી પંક્તિ 'અંજપ ઉર ભવ્ય ભવ્યતર સ્વપ્ન ઝંખ્યા કરો' ભવ્ય-શબ્દનું પુનરાવર્તન, ઝંખનાની ઉત્કટતા વ્યંજિત કરે છે—ને કાવ્યદેહની માંડણી કરતો હાથ બરાબર બેઠેલો છે એવું પણ કહી જાય છે.

બોલપટમાંથી વસ્તુ શોધીને આપણે ત્યાં હમણાં કાવ્યો લખાતાં થયાં છે. શ્રી મનસુખલાલ ઝવેરીનું 'પાર્વતી,' શ્રી સુન્દરમ્‌નું 'અનુરાધા,' આ લખનારનું 'ચંદ્રા,' શ્રી રતુભાઇ દેસાઇનું 'દેવદાસ' વગેરે આ પ્રકારના કાવ્યોમાં 'શ્રીમતી બી. એ.' દ્વારા એકનો વધુ ઉમેરો થાય છેઃ—

પરંતુ એ યે ધરતી તણી શે
તોષી શકે અંતરની પિપાસા ?

* * * *

દેખીને છિદ્ર તારી એ નાનેરી ભગ્ન નાવમાં,
નીર કારુણ્યકેરાં ત્યાં ધોધમાર ધસી રહ્યાં.

જેવી પંક્તિઓ શ્રીમતીના જીવનને નિરૂપિત કરવા સાથે કવિની સુમોહક અલંકારાત્મક શૈલીનો પણ આપણને પરિચય કરાવે છે. આમ છતાં કવિતાની અર્થવત્તા ને વકતવ્યની વ્યંજનાત્મક સમૃદ્ધિ વધારે ઇષ્ટ ને આવકારવા યોગ્ય એ પણ સ્પષ્ટ કરી લઉં. 'કાચનાં વાસણ' એ શ્રી જયાનંદ દવેનું સળંગ અનુષ્ટુપમાં વહ્યે જતું, અલંકાર કે

શૈલી કરતાં કાંઇક કટાક્ષ, કાંઇક સૂચક વિષાદ ને વધુ તો વાસ્તવદર્શી કૃતિ હોવા છતાં અર્થ ચમત્કૃતિને લીધે આપણું ધ્યાન પકડી લે છે.

ઉદાહરણાર્થ—

તો યે હું હોંશથી મારી કવિતા સગડી મહીં,
નવા નવા વિચારોના કોલસા કૈંક ગોઠવી;
કલ્પના–સૂક્ષ્મ ઊર્મિની ફૂંક ફૂંકયે જતો હતો.

એ પંક્તિઓમાં આપણી નકલી વાસ્તવદર્શી કૃતિઓ સામે સારો કટાક્ષ છે. કાવ્યના પૂર્વાર્ધમાંથી સ્ફુટ થતું પ્રસન્ન દામ્પત્યનું ચિત્ર પણ રમણીય છે. ને એને પડછે છેવટે પ્રશ્ન રૂપે

'કાચના વાસણોથી યે બરડ માનવી–ઉર ?'

એ પંક્તિ આપણા મનપર જાણે કે વિષાદની છાપ આંકતી જાય છે. 'ફરીફરીને' એ શ્રી ઊર્મિલા દવેનું એક સુંદર વિચાર-કણિકાને મૂર્ત કરતું મુકતક છે. મુકતકની છેવટની પંક્તિમાં સંસ્કૃત મુકતકોમાં બહુધા અર્થાન્તરન્યાસ જ હોય છે. આ મુકતકની છેલ્લી પંક્તિ 'તો યે આંકા પ્રથમ પડિયા તે હજી યે જતા ના!' મુકતકમાં રજુ થયેલ વિચારની ઉત્કટતા રજુ કરવા સાથે, આવો ચલણી સિક્કાનો આછો રણકાર પણ ધરી લે છે. 'માઈ' એ શ્રી પૂજાલાલની સંસ્કૃતપ્રચૂરતાયુક્ત છતાં પ્રાસાદિક રચના છે– મા–માતૃભૂમિનું સ્તવન છે. આવી સુંદર રચનામાં માત્ર એકના એક વિચારને જૂદા જૂદા અલંકારો, પ્રસંગો કે વેષભૂષામાં રજૂ કરવાથી વકતવ્યમાં રહેજ દીર્ઘસૂત્રિતા આવી ગઈ છે એ ખટકે છે. અંજલિકાવ્યોના વિભાગમાં શ્રી કોલકનું 'સ્વ. કવિ ટાગોર'નું કાવ્ય કલ્પના, અલંકારસામગ્રી, સંવેદના, શબ્દમાધુર્ય, અર્થસંમૃદ્ધિ,

ભાવાવેગ વગેરે ગુણોને લીધે આપણા સાહિત્યમાંએ પ્રકારના અન્ય કાવ્યોમાં પણ ઉચ્ચ સ્થાનનું અધિકારી ઠરે એવું છે.

તેં તો સુણી શાશ્વત સૂરમાલા
વિરાટની વાંસળીએ બજંતી,
મૃદંગ તાલે તુજને નિમંત્રતી.

એ પંક્તિઓમાં શબ્દમાધુર્ય રણકે છે. આમાં મૃત્યુ પ્રત્યે જે ભાવથી જોવામાં આવ્યું છે એ પણ ઘણું માંગલ્યમય છે. મૃત્યુને અનુલક્ષીને લખાયલી નીચેની પંક્તિઓ એ વાતની પ્રતિતી કરાવે છેઃ-

જેવો મહા તું કવિ સર્જનોમાં
તેવો મહા એ જ વિસર્જનોમાં;
જ્યારે વિસંવાદ સ્વરો મળી રહે
સંવાદ ત્યાં શો નવસર્જને બને!

માત્ર બીજા ત્રીજા ખંડમાં બૌદ્ધ સંસ્કૃતિથી માંડીને સ્વ. ટાગોરના શાંતિનિકેતનનો ઉલ્લેખ આવે છેઃ ને પાછું ફરીથી 'શાશ્વત કાવ્યગંગા' ની વાત કરતાં વાલ્મીકિ-કાલિદાસથી શરૂ થાય છે એમાં કાળવ્યુત્ક્રમ ને ઔચિત્ય બરાબર નથી સચવાતું એમ લાગે છે. આ ઉપરાંત 'હિમાદ્રિનો તંબૂર ભવ્ય' એ સુંદર કલ્પના હોવા છતાં ટાગોર મૃત્યુ પામે છે એટલે 'હિમાદ્રિનાં ભવ્ય પ્રચંડ શૃંગો આરોહીને' ઇશ્વરના મહામન્દિરમાં પૂજા અર્થે જાય છે, એમનું ગીત પણ 'હિમાદ્રિની કોતર કન્દરામાં' ગાજે છે વગેરે એકને એક વસ્તુના રૂપકના પુનરાવર્તન જેવી નજીવી ખામીઓ ન હોય તો આખું કાવ્ય નખશિખ મનોરમ ને અનવદ્ય કૃતિ બને એવું સમૃદ્ધ છે. 'મોટાં બાને' એ શ્રી દેવજી મોઢાનું શેક્સપિયરની શૈલીનું સૉનેટ છે. ચાર ચાર પંક્તિના પ્રથમ ત્રણ ખંડોમાં એક જ ભાવનો દોરો ગૂંથ્યો છે ને છેવટની બે

પંક્તિઓ એ જ ભાવને વધારે સચોટતા ને તીવ્રતાથી આંકી જાય છે. પ્રસાદ, સરળતા, અંતરને સ્પર્શી જાય એવી લાગણીજન્ય ઉત્કટતા, ભાષાની પ્રવાહિતા ને માધુર્ય વગેરે ઓજસ્વી ગુણો શ્રી મોઢાના અન્ય કાવ્યોની પેઠે આમાં પણ ઝળકે છે.

સમગ્ર દૃષ્ટિએ જોતાં આખો સંગ્રહ વૈવિધ્યમય ને સમૃદ્ધિયુક્ત છે. એમાં એક પંગતે બેઠેલા નાના મોટા કવિઓને નિહાળો, વિષય ને છંદના વૈવિધ્યની રંગોળી નિરખો, એમાં પીરસાયેલી સામગ્રીનું ચર્વણ કરો ને રસાસ્વાદ લ્યો, તો હું માનું છું કે એ પથ્ય ને સ્વાદુ લાગશે. કોઇ પણ એક જ સામયિકના એક વર્ષની સામગ્રીનું વીણામણ કરીને ગ્રંથસ્થ કરવામાં કેટલીક મર્યાદાઓ આપોઆપ આવી જાય છે: તેમ છતાં આપણે ત્યાં એ પ્રકારનો હું ભૂલતો ન હોઉં તો, આ પહેલો જ પ્રયોગ છે. એ રીતે કવિતાના નવા નિશાળીયાઓને મોકળું મેદાન મળે છે: ને હું તો માનું છું કે એમાં જ શ્રી સુન્દરમ્ ઇ. સ. ૧૯૪૧ ના ગ્રંથસ્થ વાંઙ્મયનું વિવેચન કરતાં ગણાવે છે તે નવી કવિતાની ત્રીજી ને ભવિષ્યની અનુગામી પેઢીઓના વિકાસ ને ઉગમના બીજાંકુરો વવાય છે. એ દૃષ્ટિએ પણ આવા સંગ્રહોનું મૂલ્ય વિચારવું ઘટે. આ સંગ્રહના કાવ્યોનું વીણામણ, પ્રવેશક ને પરિચય વગેરે વિભાગો પણ મુખ્યત્વે એ એક જ દૃષ્ટિને સન્મુખ રાખીને લખાયાં છે એ પણ હું અહીં સ્પષ્ટ કરી લઉં.

આપણે ત્યાં વિવેચનકાર્ય ભમરીના દરમાં હાથ ઘાલવાની ક્રિયા સરખું ગણાય છે. મેં તો ઉપરનોંધ્યા કારણે, બને ત્યાં લગી એમાંથી ઉગરી જવાનો પ્રયાસ કર્યો છે; ને દરેક કાવ્યની ગુણવત્તા પર ગજાસંપન્ન શક્તિમતિ પ્રમાણે આંગળી ચીંધી બતાવી છે. ન છૂટકે જરૂર જોઇ ત્યાં દોષો કે ત્રુટિઓ પ્રત્યે પણ ધ્યાન દોર્યું છે.

નવી કવિતાની ત્રણે પેઢીના કાવ્યો આ રીતે સમજવા વિચાર-

વાની, ને એ રીતે આપણા અર્વાચીન કાવ્યસાહિત્યના ઘટક બળોના અંશોને નિરખી જવાની તક આપવા માટે મારે તો 'ચયનિકા'ના પ્રકાશકો ને મારા અંગત મિત્રો શ્રી રતુભાઈ દેસાઈ, શ્રી કોલક ને શ્રી ઇન્દુલાલ ગાંધીનો આભાર માનવો રહે છે. અમારા નિકટ સંબંધોને લીધે આ આભારવિધિથી એમને ખોટું લાગે એ બીકે એ સંબંધે વિશેષ કશો ઉલ્લેખ કરતાં પણ મને ઘણો સંકોચ થાય છે.

દેવદીવાળી : સંવત ૧૯૯૯ પ્રેમશંકર હ. ભટ્ટ

વિલેપારલે.

# ભલે તું

સુન્દરમ્

(શિખરિણી)

ભલે તું ધિક્કારે,
ભલે વા સત્કારે,
ઉપેક્ષા જાકારે મુખ વિમુખ તારું મર કરે,
છતાં તેં પ્રેરેલો પ્રણય મુજ તારા પર, સખી!
યુગોથી બંધાયાં હિમજલ સમો મુક્ત થઇને
સદા તારે શીર્ષે વિમલ અભિષેકો વિતરશે;
સ્ફુરંતો કે ઊંડાં અતલ તલથી કો ઝરણ શો
છલી ઊંચી છોળે તવ હૃદયને આર્દ્ર કરવા
સદા તારે પાયે અનુનય અનેરા વિરચશે.
અને એવી રીતે યુગ યુગ લગી વ્હાલી! વહશે,
યદા તું જાતે એ પ્રણયજલની અંજલિ કરી
જશે પી, કે એ તો જલધિ સમ જાતે થઇ જઇ
તને સર્વે રીતે નિજ કરી લઇને વિરમશે;
અને ક્ષીરાબ્ધિ શો સભર રસ રૂપે વિલસશે.

# સખિને

રતુભાઈ દેસાઈ

( અનુષ્ટુપ-શાલિની )

આવે તો આવજે મારે આંગણે સખિ! આજ તું,
વર્ષે તો વરસી જાજે, થઈને પારિજાત તું.

જોઉં ખીલ્યાં પુષ્પ ગુલાબકેરાં
ડાળે ડાળે માત્ર બે ચાર કાંઇ,
ભાળું બીજાં ફૂલ હું મોગરાનાં
ઝૂલી રે'તાં પાંચ પચ્ચીસ આહીં;
છાતીપૂરે વીણવાં માહરે તે.
ને હું બીજાં માલતી જૂઇકેરાં
પેખું પુષ્પો ડોડલે ડોલરોને;
લેવા જાઉં ખોબલે, કેટલાં રે!
નીચાં નામી વીણવાં માહરે તે?
તેથી તૂને વીનવું છું સખિ! હું:
આવે જો તું માહરે આંગણે તો—
ના, તું વ્હાલી! આવજે મોગરો કે
દૈને ચંપો, જૂઇ કે માલતી કૈં
વા થૈ ગુચ્છો ફૂલ ગુલાબકેરો.

*

હું તો નિત્યે પ્રાતરે જોઉં પેલું,
ઊંડું ધારી મૌન પ્રેમાભિજાત્ય

વર્ષાવંતું લક્ષ કૈં ફૂલરાશિ,
છાનાં છાનાં ગુંજનો મંદ્ર ગાઈ
પ્રેમોર્મિએ પૃથ્વીપ્રત્યંગ છાઈ
ઊભું વ્હાલી! વૃક્ષ આ પારિજાત.
તેથી તૂંને વીનવું આજ વ્હાલી!
આવજે, આવજે મારે જીવને સખિ! આજ તું;
જજે વર્ષી, જજે ફોરી, થઈને પારિજાત તું!



## હૈયાહીણું હૈયું

રમણિક અરાલવાળા

( છંદ હરિગીત )

હું ના સહજ મોહ્યો હતો,
એ નેનમાં નમણો નશો જોયો હતો.
ના, ના, નશો કેવળ, કશો
જાદુ ય કિન્તુ જિગરનો ત્યાં ઊડતો જોયો હતો.
એ રેશમી પાંપણતણે પડદે ઢળી રોયો હતો.
તેણે પૂછ્યું કે ક્યાં જતા?
મેં ના કહ્યું કે શી તથા?
ને નાવ ચાલી સુણતી પેલી સદા શાશ્વત કથા.
ખારે સમંદર સેલનારાં માછલાં
મીઠાં લહી અમ અશ્રુ ત્યાં—
શાં વ્યાકુલાં રે શી વ્યથા!

ભરતી હતી અનુકૂલ શી!
આ નાવ ફરકે ફૂલ શી!
પાણી નવાં! પંખી નવાં! નવલા પવન! નવલાં ગગન!
શશિયરતણી શી ફૂંક ને શી સૂર્યની મીઠી અગન!
શું શું સ્મરું? શું વિસ્મરું?
જ્યારે અહીં
આ કારમી મઝધારકેરા કાળમીંઢ ખડકો પરે
મુજ નાવના ટૂકડા પડ્યા ગણતો ફરું.
ને દૂર, ઓ!
સરતી પ્રિયાની નાવડી નવલી વ્હેણે
અદૃષ્ટમાં અદૃષ્ટ થાતી ન્યાળીને
જ્યારે અહીં મૌને ગળું.
શાને સ્મરું? શે વિસ્મરું?
મઝધારના ખડકો પરે થઈ ખડક શો
બસ ટૂકડા ગણતો ફરું.
ઓ મીઠડી મુજ મૂળભૂમિ!
જ્યારે તને છેલ્લી ચૂમી
ત્યારે હતું કલ્પ્યું, ઘણું કલ્પ્યું, અરે કલ્પી શકી જે કલ્પના,
મેં લહરીના વંટોળિયા કલ્પ્યા હતા,
પણ કલ્પનાની પાંખને લહરી બની પ્રેરંત તે
પથ્થર બની પથ્થર ઉપર પટકી જશે
—મેં ના કદી કલ્પી હતી એવી અરે
જલતી જિગરની જલ્પના!
આયુ ય મારું અલ્પ ના!

અય સુન્દરી !
મઝધાર તેં બદલી તરી,
ના પાછલું કંઇ સાંભર્યું,
ને ભાવિ સફરો કાજ સંપાદેલ તે અહીંનું બધું,
આસાનીથી સહજચ્છટાએ ત્યાં જઇને ગોઠવ્યું !
ના એ વજન તુજને નડ્યું !
એ વજન પર નવલું વજન
નવઆશ ને નવસ્વપ્નનું પણ લાદિયું,
ને માહરું આ ફૂલશું હૈયું તને ભારે પડ્યું ?
તારા ઉમંગે ઊછળ્યું,
તારા રુદન સંગે રડ્યું,
તુજશું રમ્યું, તુજશું ભમ્યું, તુજમાં શમ્યું;
એ માહરું હૈયાહીણું હૈયું તને ભારે પડ્યું
કે એ જ એક વિછોડિયું ?



## પા ન ખ ર

પારાશર્ય

(શિખરિણી)

શિશુત્વે ઉલ્લાસે નિરખી ઋતુસન્ધિપ્રસરને
વસન્તાગ્રે ક્યાંયે પણ ન નિરખી પાનખરને.
હતી દૃષ્ટિ ત્યારે અભિનય કૂંળાં પલ્લવ પરે
વધાવી લેતાં જે અનિલની વિનોદી હલકને.

કદી પર્ણે પર્ણે લલિત પ્રતિબિમ્બે ઊતરતી
શશીની સંધ્યાની શુચિ કિરણમાળા ઝળકતી.
મધુરી મૂર્છામાં વનકુસમસંપૃક્ત સમીરે
સદા ઢોળ્યો પંખો મનહર તુષાર–દ્રવ શિરે.
પ્રભાતે પુષ્પો ને સમીરણ વસન્તપ્રસરની
મને ઘેરી લેતી પ્રતિનિમિષ શોભા સ્રજનની.

મને આજે સ્પર્શે હલક ન વસન્તપ્રસરની
ઉરે દાઝે શુષ્ક સ્થિતિ વિજનતા પાનખરની.
ખરે સૂકાં પર્ણો અપથ ગતસૌંદર્ય તરુથી
સરી જાતી મારે જીવનરતિ અન્તઃકરણથી.
સુકેલાં પર્ણોમાં અલસ પદ વાયુ સળવળે
પ્રકમ્પી વંટોળે કરુણ ખખડાટે ગતિ કરે.
અરે ! ત્યારે હૈયું પરણસહ વાંસે રઝળતું
નિશીથે મધ્યાહ્ને ગત સુરભિ પાછી તલસતું.
ઘણું જાણું છું હું વિગત ઋતુ પ્રત્યાગમનને
છતાં હૈયું મારું સહન ન કરે આ વીતકને.
વસન્તે વૃક્ષોની ગત સ્રજનશોભા લહરશે
છતાં રે ! હૈયાંની ગત ધબક તે કેમ મળશે ?
હજી હૈયું મારું અનિલસહ શોધસ્મરણમાં
સૂના સાયંકાળે વિજન તરુકેરા પ્રસરમાં
રહે શોધી, સૂકાં પરણ–ઢગમાંહે સળવળી
વિંખાયેલી પેલી ગત જીવનની પલ્લવસુધા.

# સ્મૃતિ એ પળ એકની

ગુલાબદાસ બ્રોકર

(અનુષ્ટુપ)

'ચાહું છું હું તને,' એવું વદી, ત્યાં વદને સખી !
હેમ ને કંકુની છાયા આભથી ઊતરી પડી.
શિરે વ્યોમ હતું સ્વચ્છ સામે સાગર મત્ત ને
પશ્ચિમે રંગબેરંગી સંધિકા ચિત્ર દોરતી.
ક્યહીં કો પંખી યે ગાતું ગાન કો મૃદુ, મંજુલ,
આજુબાજુ કશે ક્યાંયે થાતો ના પદનો રવ.
એવાં એ આભ ને સંધ્યા, પંખી ને સાગરે મળી
તારી સાથે, રચ્યું કેવું હતું લાવણ્યવર્તુલ !
હું યે એ વર્તુલે બદ્ધ ભૂલી ભાન નિહાળતો,
તને, સાગર, સંધ્યાને, ગાનના રવ માણતો.
ઓચિંતાં મૃદુ કંઠે ત્યાં જાણે કો મત્ત કોકિલા
ટહૂકે, અંતરે એવું ટહૂકી "ચાહું સર્વદા."
ત્યાં તો સાગર, સંધ્યા, એ ગાન, લાવણ્યવર્તુલ
ભૂલી જોતો તને માત્ર, ઓ મારાં અદકાં ફૂલ !
વ્યોમની સ્વચ્છતા ભાલે, સંધ્યાના રંગ ગાલમાં,
હૈયું સાગર શું મત્ત, નયનો તૃપ્તિથી ભર્યાં
જોયાં, ને ગાન પંખીનું તારી એ સ્વરમાધુરી
વહી એમાં ન જાણું ક્યાં સંતાઇને શમી ગયું.
જાણ્યું મેં વ્યોમને વીંટી લેતું સૌંદર્યવર્તુલ
સંકોચાઈ મુખે તારે સ્થિર એ પળમાં થયું.

આજે આ આટલાં વર્ષો પ્રેમમુગ્ધ ગયાં છતાં
અનેરું સુખ આપે છે સ્મૃતિ એ પળ એકની.



# હતું મને

**નાથાલાલ દવે**

( ગુલબંકી )

હતું મને વિસારવી સહેલ તું હશે સખિ !
રહીશ દૂર રે ! કદી નજીક આવવું નથી.
કઠોર વેણની દિવાલ દૂર રાખશે તને,
ઊર્મિઓ શમાવી સર્વ, રૂંધી સર્વ ભાવને,
ખસી જઈશ માર્ગથી, હું એમ માનતો મને.

મને હતું ન યાદ કે કરાડ પથ્થરોતણી
વિદારીને ય કૂંપળો ઊગે; કઠોરતા વળી
કંટકોતણી ગણે નહિ ગુલાબ; સિન્ધુના
અગાધ અંધકારમાં ય શુભ્ર સ્વચ્છ પાકતાં
અમૂલ્ય મૌક્તિકો.

સખિ ! તું આજ માર્ગમાં મળી.
પ્રસુપ્ત સ્નેહવારિ અંતરે તમામ ઊછળી
ધસ્યાં વહી જવા નિહાળી નેત્રજ્યોત નિર્મળી,
સંકલ્પ સર્વ સર્‌સરાટ ભૂમિમાં ગયા સરી,
શર્મથી છુપાય જેમ સાંજ ન્યાળી પૂર્વમાં
ઊગતી અમીભરી પ્રફુલ્લ તેજપૂર્ણિમા.



# એના બદલામાં

મીનુ દેસાઈ

(મનહર)

ચાંદરણાં ચીતરતાં કવિરાજ બોલી ઊઠ્યા
'ધૂમાડો દેખીને શાને રસોડાથી નાસો છો?
અલબેલી આંખડીની કીકીઓ બે કાળી કાળી
કવિપત્ની, તમે આહા! કવિતા શાં ભાસો છો'!
બોલ્યાં કવિપત્ની જરા આંખમાં મિજાજ લાવી:
'કીકીકુંજમાંથી આવું કેટલુંક ચોરો છો!
એના બદલામાં મને આપો છો શું? કવિતામાં–
ઉરના ધૂમાડા વિના બીજું ક્યારે દોરો છો!'



# ગિરનાર: ટૂક પહેલી

ઈન્દુલાલ ગાંધી

૧

સોપાન સામટાં
ચારેક હજ્જાર ચડી ગયો છતાં, પત્તો નહોતો હજી પ્હેલી ટૂકનો;
અંકે લઇ પથ્થરની પરંપરા, ખેડો હતો શીર્ષ અડાડી વ્યોમને
નગાધિરાજ ગિરનાર ભવ્ય.

હા, ભવ્ય બીજું ય વિશેષણે કશું, મળે નહિ વામન માનવીને;
ચડીચડી લોથ થયેલ કાયા, હું બિરદાવું પણ કેમ માને?
ચઢાણનો અંત હતો નજીકમાં, ત્યાં હાથ ઊંચા કરી ટૂક છેલ્લી
કે'તી હતી કે પગઅંગૂઠે હજી, જવાન! તું માંડ શકેલ આંબી.

ઓ માવડી, આ પગઅંગૂઠાને ઝાલી હવે આંહી જ મોક્ષ માગું;
ઉંચે ચડી તમ લલાટ તારે શેકાઇ મારે ભડકું નથી થવું
આવે શરીરે નથી સ્વર્ગમાં જવું !

૨

ચઢાણનું દૈવત અંગમાં નહીં;
પાછો વળું, નિર્બળ થાકપૂર્ણ, કાયાથી આ મારગ શેં કપાશે?
આંખો ય ભીરુ થઈ શોધતી'તી નીચે ગયેલી પગદંડીને હજી.
વિશાળ સૃષ્ટિ બની સાવ નાની, પડી હતી એક ખૂણે વિરાટને;
જાણે કરી જીવતી કો' કલાધરે, સુસ્પષ્ટ ને સુંદર કલ્પનાને.
સામે તળેટીની હથેળી જેવું, તળાવ સૂતું હતું વારિવિહોણું;
અનેક ખીણો વચમાં હતી છતાં, વટાવીને અંતર કૈંક કોસનું
અઢેલી કાયા ઇતિહાસવંદને ઊભો હતો ઉપરકોટ એકલો.
હા, એકલો ખંડિત ખાખમાળખો,
પ્રભાતની પ્રૌઢ કક્ષામહીં લખ્યો.
હું પંગુને યે નવજોમ પાતી, વીરશ્રી સૌરાષ્ટ્રની વીર્યવન્તીઃ
સહસ્ર સાદે વન વીંધી આવતી, હારેલ શ્રદ્ધા ફરી સાબદી થતી.

૩

ત્યાં એકલા આરસપથ્થરોની, મંદિરની મોહક હારમાળા;
વીંટાઇને પર્વતને પડેલી, જાહોજલાલી અહીં જૈનકાલની.
મીઠા સ્વરોએ જ્યમ પંખી પંખીને, કરી કરી સાદ નજીક તેડે;
આ મૂર્તિઓ માનવમૂર્તિઓને, આલિંગવા ઉત્સુક તેવી દીઠી.
શબ્દો નહીં, સાદ નહીં, ન રાગણી, એકાન્ત નિષ્પાપ, પ્રતાપવંતુ
ન અર્ઘ્ય કે અર્ચન તો ય માનવી, નિહાળી શત્યે પ્રગટી પ્રસન્નતા
પૂરી અહીં પથ્થરપિંજરામાં; ચૈતન્યને ચેતનહીણ કીધા,
ને માનવી આ વગડાની વાટે, શોધી રહ્યો પથ્થરમાં પ્રભુને.
આંખો થઇ આધીન અંતઃક્ષોભને.

૪

આશ્ચર્યથી પાંપણ ભૂલી નાચવું !
ઊભા રહો બે ઘડી નેમનાથની આ શ્યામમૂર્તિની સમીપ મૂંગા;
આંખો અને અંતરની શરૂ ય, સૌંદર્યની સાત્વિક રંગચર્યા.
વિનમ્ર, નિર્દંશ, વિશુદ્ધદેહે કાળાશ ઓઢી લઈને કલંકની
સ્વરૂપનો દર્પ ઉતારી એણે, પીધી હતી ક્રોધની કાલઅંજલિ.
'ખસો જરા' થાંભલીઓ અબોલ, પ્હેરો ભરંતા પ્રતિહાર જેવી
બોલી અને કાજળકોટડીને ભરી દીધી કોઇ અદીઠ તેજે.
નમી પડ્યો હું; નમવા ગયો ન'તો, કટાક્ષના ઘા કરવો ગયો'તો,
કાળાશને કચ્ચરવા ગયો'તો.

૫

ચડી જરા ચિન્તનને ચબૂતરે, મેં પાછલી બારી વટાવી ચોકમાં
પ્રવેશ કીધો; પ્રભુનાં સ્વરૂપો જ્યાં એક ને એક મુખાકૃતિ લૈ
અનેકને ઉતરતાં ઉભેલાં.

દિક્કાલનાં ચક્કરને વટાવી, ગોલાર્ધનું એ જ પ્રકાશબિંબ
વ્હેંચાય છે જેમ ઉડુગણોમાં, એવી જ કોઇ રચના અહીં હશે ?
ઉતારું જ્યાં પ્રશ્ન જરાક અંતરે
જગાડી તંદ્રા અણસાંભળ્યા સ્વરે !

૬

ઓહો ! અહીં એ જ પ્રકાશ વ્હેંચું, મળી ગયો દેહવિરાટ દાની;
પૂર્ણાંગી ને પ્રૌઢ પ્રચંડ આ તો, ઊંચી પ્રતિમા પ્રભુ આદિનાથની.
ગિરનાર આ ટૂંક હથેળીમાં લૈ, છો એટલો પૂર્ણ પુરુષ શો ઊભો;
લૈ માનવીને નિજ અંજલિમાં, પ્રભુ ! તમે ઉત્તર ઠીક દીધો !
અઢેલી ને સ્હેજ શરીર એની
પલાંઠીએ મેં પણ શ્વાસ લીધો.

આવો ખસીને પ્રણિપાત કાજે, નીચે નમી અદ્ધર આંખ કીધી;
પ્રસન્નતા, ભવ્ય કરૂણતાને હૈયું ભરી મેં અહીંયા જ પીધી.
વિરાટની સૌમ્ય મુખાકૃતિ હજી, દૃષ્ટિ મહીંથી ઊતરે છ અંતરે,
એની હથેળી મહીં માથું મૂકી ઊંઘી જવાના અભિલાષ છે મને;
ઉઠાડવા કોઇ ન આવશો કને!

૭

પાછો ફરી પથ્થરતારકોમાં, એકાકી શો ભૈરવશૈલ દીઠો;
ઝાડી ઘટાટોપ, ખીણો, ધરાપે, ઝળુંબી જાણે પડકાર દેતો
'હઠો, નહિ તો ચગદાઇ જાશો!'
આ ક્રોધ આ એકલ ધૂમકેતુ! શોભે નહિ જીર્ણ ધરાઉછંગે;
સ્વભાવથી દૂર રહ્યો હશે વા કર્યો હશે કોઇક શૈલગોપે
માતાતણા ધાવણથી વિખૂટો.
ધ્રૂજ્યો હશે જે દિ' ત્રિકાલ અંગૂઠો.

૮

એ ટૂક, પ્હેલી–
રે! ગીરની પાંચ સુપુત્રીઓમાં, યાત્રાળુને તેં શ્રમ ઠીક દીધો;
વાત્સલ્યકૂંણા પિતા કનેથી રે! ખૂબ કરિયાવર તેં જ લીધો.
ભાલે તને તિલક ચન્દ્રમાનું
ને અંગૂઠે કંકુ ખરે ઉષાનું.

❧

# ગ વ રી

## कौलक

(સાન્ધ્ય છંદ)

જો ભાણુ નમ્યો ત્યાં વ્યોમે, તું આવ હવે આ પાર:
રવ શાંત થયા ખેતરમાં, કમળો બીડાયાં સરમાં,
દીવા પ્રગટ્યા ઘરઘરમાં, આકાશે ઝગતા તાર,
જો ભાણુ નમ્યો ત્યાં વ્યોમે—તું આવ હવે આ પાર!

જો વનવગડે પથરાતો ધીમે ધીમે અંધાર;
નિર્મળ નિર્ઝર નિજ ગાને, ચૂમે સંધ્યાકર જાણે;
સરિતા વ્હેતી નિજ તાને, શમવા સાગર મોઝાર;
જો વનવગડે પથરાતો—તું આવ હવે આ પાર!

આ વગડો નિર્જન થાતો, નહિ માનવનો હોંકાર;
પલ્લવ પણ નીરવ કુંજે, પંખી નહિ ગીતો ગુંજે,
છાયા ઢળતી જગપુંજે, સંધ્યાનો પળ ઝલકાર;
આ વગડો નિર્જન થાતો—તું આવ હવે આ પાર!

આકાશે વાદળ જાતાં લઈ રંગપ્રભા સાકાર,
થઈ ઇન્દ્રધનુષ્ય કમાને, સહુ ચાલ્યાં ટેવ પ્રમાણે,
નિજ વાસ વિશે ઠરવાને, ચાલી જાણે વણઝાર;
આકાશે વાદળ જાતાં—તું આવ હવે આ પાર!

જો વ્હેતી કોલક ધીમે, ગૂંથી કિરણોના તાર;
નીરવતા દિશ ચોમેરે, સંધ્યા કુંકુમ કર વેરે,

પળતાં પથ જાવા ઘેરે, થઇ પશ્ચિમ નભને દ્વાર;
જો વ્હેતી કોલક ધીમે-તું આવ હવે આ પાર!

ગોરજ ઊડી ગોધણની ઊછળ્યો શું પારાવાર!
કો ગીત મધુર લલકારી, આવે ખેડૂતકુમારી,
નિજ ઢોર સકળને ચારી, લઇ માથે ભારો ચાર;
ગોરજ ઊડી ગોધણની-તું આવ હવે આ પાર!

ઝાડી થઇ કાળી વનની ને ભાણ ગયો તે પાર!
દિગંત છલોછલ રંગે, તારક પલકે સ્વર્ગંગે,
સૌ વનપંખી ઉમંગે ઊડયાં નિજ નિજ કુંજાર!
ઝાડી થઇ કાળી વનની—તું આવ હવે આ પાર!

જો રાત સરે ચોપાસે નીરવતાનો અવતાર;
ડુંગર મુનિવરશા બેઠા, ધરતી પર ધ્યાને હેઠા,
બીડોમાં વનચર પેઠાં, નહિ કોઇ રહ્યું ઘરબ્હાર;
જો રાત સરે ચોપાસે—તું આવ હવે આ પાર!

હું તુજને કયાં કયાં શોધું? ઓ 'ગવરી' દઉં પડકાર!
તું કયા વને અટવાતી? ઘરવાટ કદી ભૂલાતી?
તું આવ અરે હરખાતી! આ ઘોર થયો અંધાર!
હું તુજને કયાં કયાં શોધું? તું આવ હવે આ પાર?

રવિ અસ્ત થયો પશ્ચિમમાં-તુજ કોણ વને આધાર?
ગવરી! તું કેમ ન આવી? કયમ તેં વેળા ચૂકાવી?
તું શીદ સદા રહે આવી, દહોશે મુજવિણ કો ધાર?
રવિ અસ્ત થયો પશ્ચિમમાં-તું આવ હવે આ પાર!

# મૃત પવન

પતીલ

( માલિની )

૧

મૃત પવન પડે છે સેંકડો ક્રાન્તિ સામે,
ક્ષણ પણ નવ જીવે નિત્યનાં નૂતનત્વો;
પ્રગતિ ચરણ રોપે તે પહેલાં વિરામે,
નવ સુખ ખરું માણે ચેતનાહીન સત્વો !

૨

નવ કિસલય નાચે, પાંગરે તેમ રાચે,
સ્મિત કુસુમ સજે યા પાંદડાંને પટોરે;
જતી બની તરુડાળો સેંકડો દીપમાળો
સમય નહીં દીઠો તે—ના દીઠો, ના દીઠો રે!

૩

શું ય કહું નિરખીને સ્નેહની બાગબાની?
સળગી જિગર જાતું સૃષ્ટિના જોઈ ઢંગ;
હદ વળી ગઇ આજે મારી લાચારતાની,
હર તરફથી થાતો નિત્ય ઉત્સાહભંગ.

૪

દિલ ધડકતું મારું દોડયું જેના ભણી આ
દસ કદમ ખસીને છે ઉભા દૂર તેઓ;
મળી નહિ બદલામાં લાગણી, લાગણીના,
ખાપી ક્યમ જ શકે તો આશરો શૂન્ય જેવો?

૫

દિન પર દિન વીતે એકની એક રીતે;
થતી ખતમ અનિદ્રા યામિની તે ન આવી
જતું બળી ઉર આહે, ખાક થૈ શોકદાહે,
જીવનની મિજબાની જિંદગીને બનાવી.

૬

વગર ખપની વાતો સાંભળી મેં ઘણુાની
નવ અધિગત મારી જાણુવા કો ચહાતું:
રહી પડી અણુપીધી પ્યાલીઓ પ્રેરણુાની,
ઉર મહીં ન સમાતું ગીતમાં તે ગવાતું!

## આઘેરી ભોમે

આચાર્ય જયંત

ઘેરાં ઘેરાં ઘેરાં ઘરનાં ઘન વાદળિયાં ઘૂમે.
આઘેરી ભોમે,
છેટેરાં વ્યોમે,—ઘરનાં ઘન વાદળિયાં ઘૂમે.
છેડી મુરલીઓ તેં સૂરતાઓ રેલી;
સ્વરધેનુ ચાલી સીમડીઓને મેલી;
દૂજાં આંગણિયે છો આજ ચગેલી;
ખૂબ મચેલી,
એ રંગહેલી, – ગુર્જરણંસીપે ઝણુંબે....ઘેરાં.
હૈયે આળોટયાં ને ખોળલિયા ખૂંદ્યા;

હળવાં હાલરડાંની હલકેથી ઊંઘ્યાં;
અહીં એ વીઆં તોરાં ધાવણ વછૂટ્યાં;
વાયાં વા'ણુલિયાં,
તો ચે સોણુલિયાં, લોચનિયે લૂંબે ને ઝૂંબે....ઘેરાં.
અહીં આ અપરમા ઢોળે છત્રછાયા;
નવરાવે નેહે સગીથી સવાયાં;
જેવાં જશોદા ને દેવકી જાયા;

જામી ઉષાના,
ગુલાબી નશામાં,–તું શુક્ર તારા ઝરૂંબે....ઘેરાં.
દેવસિંહાસન શા ડુંગર દીપન્તા;
આબુ રૈવત ને શેત્રુંજય શ્રીમન્તા,
શ્રદ્ધાહિંડોળે જ્યાં દેવો હીચન્તા;

ત્યાંની લાખેણી,
ઝૂલાઝૂલણ દોરી,અમ હૈયે અંગુલિએ વળુંધે....ઘેરાં.
છોળે છકેલો સિન્ધુ મહેરામણ,
માતેલ સુહિણીનો મ્હોબત મહેરામણ;
શાહ શાયરીઓનો ગહેરો મહેરામણ;

તો યે રંગીલાં,
મહેતાજી ને મીરાં ગહેકે ને લહેકે વળુંભે....ઘેરાં.

# મિલન

અજારામ રાવળ

( ઝૂલણા )

આજ આકાશ બસ એકરસ; મેહુલો
સભર ઉરથી ઝરે હૃદયરસને;
મ્લાન, ચિરવિરહિણી અવનિ પ્રિયસિંચનો
મત્ત, ઝીલી રહે મૂક વદને.

આજ પિયુમિલનના સ્પર્શમણિ–સ્પર્શને
શોક–ઝાંખપ સરી ક્યાંય જાતી;
પ્રેમરસપૂર ઊછળે બધા કોષમાં
દિવ્યતા મુખ ઉપર કૈં છવાતી !

દિનમણિ જાય છુપાઇ ક્યહીં; દશદિશા
પાડી દે ભૂખરા શ્યામ પડદા;
મીંચીને નયન, રસળી રહે વાયરો
સ્ખલિતપદ, મુદિત પ્રિયનાં મિલનમાં.

શાન્ત એકાન્ત, અંધાર આછો, થતું
ગાઢ મધુમિલન ચિરઇષ્ટ આજે;
સૃષ્ટિના રોમરોમે સરે શાન્તિ; સૌ
વદન આનન્દ ઉત્ફુલ્લ રાજે !

# જસમા

પ્રેમશંકર હ. ભટ્ટ

(મિશ્રોપજાતિ)

કૃતાંતની દાઢ મહીં ચવાઈ,
મહેલનાં આજ બન્યાં મસાણ!
ઘંટારવો ભવ્ય સહસ્રલિંગના,
મૂંગા બન્યા શૂન્ય વિષે સમાઈ!

સમૃદ્ધિ એ, સાહસ, શૌર્ય, સત્તા,
પ્રસિદ્ધ એ પાટણ સિદ્ધરાજનું,
ડંખો ભરી અંતર ભૂતકાળનાં,
રચ્યું બેસણું પથ્થરની જમાતનું!

એ પથ્થરે પથ્થર એક ગાથા
ઢંઢોળતી અંતરના કમાડને;
'ધખેલ વેળુઢગ જેવું ચિત્ત
આકંઠ એ બિંદુથકી છિપાય?'

સૌન્દર્યમાં ભાન ભૂલેલ રાજા,
ખપી ગયો ખપ્પરમાં વિનાશના!
સરોવરે આજ ન બિન્દુ એક,
સહસ્રલિંગે ન કશું અભંગ!

આ પથ્થરે પ્રાણ હવે પરાગશે?
ને વેદના ડંખ તણી શું વામશે?

ખંડેરની રાખ થશે સજીવ ?
થશે તૂટયાં પથ્થર કો દિ' દેવ ?

*  *

થાયે કદી જો જસમા સમોવડી,
છાંયે બને નિર્ભય સિદ્ધરાજની !

*  *

—સૌન્દર્યનું રક્ષક શૌર્ય થાય તો !

## અશ્વની કથા

સુન્દરમ્
(મિશ્રોપજાતિ)

અરણ્યનો આદિ નિવાસી ઉગ્ર
સંક્રામતો સંસ્કૃતિના યુગો ક
હું આજ છું સંશયગ્રસ્ત વ્યગ્ર.

ત્યારે હતો ઉન્નતયાળ ઘૂમતો, સુપુચ્છ મારુ પવને ઉછાળતો,
ખુરાથકી સંક્રમતો ધરિત્રી હેષાથકી વા તરુકંપ પ્રેરતો,
અરણ્યની કોક અપૂર્વ શ્રી શો હું માતરિશ્વા-ઉરનો હતો નશો.

ધીમાન ત્યાં માનવ ને મળ્યા હું. સોપાનપે આદિમ સંસ્કૃતિના.
મેં એહના દુર્બળ પાયમાં ત્યાં સંવેગ પૂર્યો પવમાન થૈને,
એણે થઇ પાયતણા પ્રણેતા સંસ્થાપી મારી ગતિમાં સુલક્ષ્યતા.

એ માનવી-જીવન ધારણામાં અમોઘ કો શસ્ત્ર બની રહ્યો હું.
એ સંસ્કૃતિ સંવહને કર્યાં મેં ઉચ્ચોચ્ચ ને હીનથી હીન કર્મ.

મેં યજ્ઞમાં મૂર્છિત મંત્રથી થઇ અંગાંગનાં છેદન ત્યાં થવા દીધાં;
મેં લક્ષ્યના સાધક સ્વારકેરા અધીર ડંખો પચવ્યા અડીના,
કે વાહને વાહન થૈ અનેકના આંખે પગે મેં સહી દાબડા લીધા.
સંકીર્ણ આ જીવનના વને હું વસ્યો તબેલે વળી રાજમંદિરે,
દારિદ્ર્યમાં દીન મુખે ડુલ્યો હું ઉન્મત્ત હું પુષ્ટિભર્યો ખીલ્યો વા.

ત્યાં માનવી સંસ્કૃતિની સરિત્ ને મારા થયા પંથ વિભિન્ન એકદા,
ને માનવી—એડી તળેથી છૂટી હું મુક્ત પાછો બનિયો ફરીથી.
હવે રહ્યો હવ્ય ન વા હું વાહન, ન કૃષિનું વા ગતિ કેરું સાધન,
એ કાર્ય મારું જડ યંત્ર સાધતાં, મારાં હવે મૂલ્ય અમૂલ્ય વાધતાં.

મારી ગતિ એ જ બની રહી હવે આરાધ્ય આ માનવજાત કેરી.
હવે નહિ દુર્ભર બખ્તરો ઝીલી શત્રુતણાં આંગણ આંબવાનાં,
હવે નહિ પુણ્ય કરે હણાઇ સ્વર્ગાભિમોખ્યે નૃપને લઇ જવા.
મારે હવે એક રહ્યું જ કાર્ય : સુજાતિમાં ઉત્તમ જન્મ લેઇ,
સુપુષ્ટિવંતાં ગ્રહી ભોજ્ય અન્ન, અંગાંગમાં સ્ફૂર્તિ અખૂટ સીંચી,
પીઠે ધરી સેવક એક સ્વાર, છૂટી લગામે થઇ મુક્તપ્રાણ
સ્પર્ધામહીં થૈ શર શા ધસ્યે જવું, મારા બીજા બાંધવ અશ્વ સંગે
વેગે મહા અગ્રિમ સ્થાન સાધવું. હેતુ બધા કૈ ઉપયોગિતાના
પરા કરી ને નિરપેક્ષતાનો પ્રતીક શો થૈ ગતિ આદરી રહું
આનંદલક્ષ્યાર્થ જ પ્રેક્ષકોના.

હા, ધન્ય આ શું મુજ જન્મ હાવાં ! નિર્વાણ હું કોટિક નેત્રનો બનું,
મારી ગતિ સંગ અનેક લોકનાં હૈયાતણાં સ્પન્દનને ધપાવતો
ધપી રહું, ભાગ્ય અનેક કેરાં જયાજયે હું રચું ને વિનાશું હું.

ઉચ્ચોચ્ચ હું હર્ષપ્રકર્ષ ભૂ પરે, પ્રહર્ષને અર્થ પ્રહર્ષ–સાધના–
કલાતણી એક અનન્ય રાધના બની રહું ભૂમિપટે પ્રચંડ હું !
ન જાણું શું સત્યઅસત્ય આમાં.

હું આજ, રે સંશયગ્રસ્ત વ્યગ્ર ! પ્રાર્થું તને સર્જક હે સમસ્તના!
અનંત મારા ભવચક્રફેરા ફેરાતણો અંત હું પામું, પામું ના,
હું કિન્તુ હા, આટલું ઇચ્છું કે આ સ્પર્ધા વિષે માનવતા મચેલી
જ્યારે કદી અંત થવાની હોય તે પૂર્વ મારો કરજે તું અંત.
મેં સાથ દીધો બહુ જીવવામાં, ન સાથ એનો ચહું મૃત્યુમાં હું.



# સહસ્રપુત્રા નર્સ

( મિશ્રોપજાતિ )

ના મંડપે મંગળસૂત્ર પે'ર્યું, સંસારમાં સપ્તપદે પ્રવિષ્ટા
ના, 'અષ્ટપુત્રા ભવ' શી શુભાશિષ સુણી, ન સુણ્યા શુભ મંગલાષ્ટક
છતાં કહું તું છ સહસ્રપુત્રા–કુંવારિકા તોય સહસ્રપુત્રા.
સહસ્રપુત્રા ! ન સહસ્ર માત્ર, તું લક્ષ, લક્ષાધિકની સ્વધાત્રી
સમી. મળ્યું માનવગાત્ર નાનું, તેમાં મળ્યું છે ઉર મુષ્ટિ જેવડું
તે પાત્રમાં સ્નેહસમુદ્ર માતા; ને એ સમુદ્રે તુજ પુત્ર ના'તા.
સહસ્ર પુત્રો તુજ છે વિચિત્ર : દરિદ્ર, શ્રીમંત, સુબુદ્ધિવંત,
નબુદ્ધિવંતા, શિશુવૃદ્ધ–એવા. ના વર્ગ, ના વર્ણ, ન જાતિપાંતિ
જેવા પ્રભેદો તુજ પ્રેમ માને.

આશ્ચર્ય ! કે પુત્ર અનેક તારા
કાયે, વયે હોય વડીલ તેવા; પરંતુ તેઓ ત્રણ માસના શિશુ સમાન જ્યારે, તુજ પ્રેમ, મૈત્રી, દયા, દુવાનાં, કરુણા, કૃપાનાં અમી સમાં ઔષધ તું પીવાડે; કે ચંદ્રનાં અંશુસ્વરૂપ શીળા પંપાળતા સુંદર હાથ તારા. તું સ્વચ્છ છે આરસપૂતળી સમી, ને દૂધધોયાં સમ દેહ, વસ્ત્ર; છતાં ઉપાડે મળમૂત્ર–ભાણ્ડ, ચંદ્ર-કરે શોભત લાંચ્છના સમાં. તારા મુખે તો સ્મિતમૌક્તિકો ઢળે આ વિશ્વમાં એ સ્મિત તો જવલ્લે, નિજ જન્મદાતા, નિજ દેહદાતા માતા મુખે હોય. ભલે વમે કે દુર્ગંધવંતા અપશબ્દ ઓકે; સંતાન તારાં પણ તું જમાડે રાંધી સ્વસ્નેહાર્દ્ર સમાન પથ્ય સ્વાદિષ્ટ, પૂરું પરિપક્વ, પથ્ય; ત્યારે મને એક વિચાર આવે; કે મા ધવાડે લઘુમુષ્ટિ જેવા બે થાનનું અમૃત, તું સમસ્ત કાયા અને જીવન કેરૂં સત્વ ઘોળી જમાડે તુજ પુત્રમાત્રને. ‘વિચિત્ર કે હોય વિચિત્રપૂતળી કે હોય વક્રાંગ અઢાર અંગે, હૈયાબળ્યો હોય વિમૂઢ, વિકૃત, એવાં ન દેજો ફરજંદ દેવ ! વંધ્યત્વ દેજો પણ એ ન દેજો !’ લોકાલયે લૌકિક મા ઘણી કહે; ના તું કહે. લૌકિક ના, અલૌકિક તું; તું ઘડી અદ્‌ભુત મૃત્તિકા થકી શું ઇશુની સાત્વિક રક્ત–રાખથી ! અપંગની ઠેલણગાડલી તું, તું લાકડી અંધતણી, સમગ્ર સમુદ્રને પાન કરે અગત્સ્ય કે ઝેર પી લે શિવ નીલકણ્ઠ, તું તેમ પીતી દરિયા વ્યથાના ને રોગનાં ઝેર મનુષ્યલોકનાં. દુર્દાન્ત, દ્વેષી જનરક્ત–ચાટુ છે મૃત્યુ એના મુખમાંથી ભક્ષ શિકાર જાણે વનરાજ–દાઢમાં સ્વહસ્ત નાખી, બહુ તેં બચાવ્યા. વળી વળાવ્યા પરલોક પથે,

વિરક્ત યોગી સમ નિર્વિકારી રહી, ઘણાં જીવ જ્વલંત દુઃખે. જીવે સુખે ના પણ તે મરે સુખે, તૃષાર્ત તોષે તુજ પ્રેમપાને, ભૂખાર્ત હાશે, તુજ સ્નેહભોજને. માતા, પ્રિયા, સ્વસૃ, દુહિતૃ, મિત્ર તું, એક નારી નહિ પંચનારીઃ આયા, જનેતા સમ ઔષધો તું પ્રેમે પિવાડે વિષને સુધા કરી, ઉપસ્થ અંગો ઉપસ્થાયિકા તું. સંકોચ વિના પ્રિય પેઠ ધૂએ; પ્રિયવંદા હે પરિચારિકા ! તું મીઠી કરે ગોષ્ઠિ સ્વમિત્ર જેવી; પુત્રીસમી હે ઉપચારિકા તું દર્દી જનોના, શિર, પાદ ચાંપે, ને બ્હેન જેવી દરદી–પથારી સફાં કરે તું જનસેવિકા હે ! તું એક નારી નહિ, પંચનારી; છે એક ગાત્રે ગુણરૂપ પંચ. સદાવ્રતે અક્ષયપાત્ર તારું હૈયું, સુધાપૂર્ણ સહસ્રપુત્રા !

# તો યે અજાણ !

ઊર્મિલા દવે

માનવીનાં હૈયાં કાં આવાં અજાણ ?
હોય એને જુગજુગની રે પિછાણ,
હોય એને નિતનિતના સહચાર,
તોય દેવા, આવાં રહે કાં અજાણ ?
માનવીનાં હૈયાં કાં આવાં અજાણ ?
કાજળી આષાઢીના મેઘને ગરજવે,
વીજળીના ચ્રાટકે એ સાથે રે ધ્રૂજિયાં,
તો ય દેવા, આજે રહ્યાં કાં અજાણ ?
માનવીનાં હૈયાં કાં આવાં અજાણ ?
ચડતી ઉષાની ને નમતી સન્ધ્યાની,
કસુંબીલી રંગછોળે સાથે હિલોળીયાં,
તો ય દેવા, આજે રહ્યાં કાં અજાણ ?
માનવીનાં હૈયાં કાં આવાં અજાણ ?
સમદરની લહરીની ઊડતી ઝાંશોની
ઝરમર ઝીલંતા એ સાથે રે લ્હેરિયાં,
તો ય દેવા, આજે રહ્યાં કાં અજાણ ?
માનવીનાં હૈયાં કાં આવાં અજાણ ?
નભના તારલિયાના રાસરંગ મંડળે,
ધીમે મીઠાં સૂરો ગૂંથી સાથે રે ઘૂમ્યાં,
તો ય દેવા, આજે રહ્યાં કાં અજાણ ?
માનવીનાં હૈયાં કાં આવાં અજાણ ?

# ખાકનો નિશ્ચય

'કિસ્મત'

( ઝૂલણા )

વળગીને વાયુદાદાની અંગુલિએ
હું ઘૂમું સર્વદા સૃષ્ટિ સારી,
કાનને, ગુલશને, ગિરિવરોનાં તને,
ખેલનો, ક્રીડનો કાં ગમે ના મને?
ને સરિતા, સરોવર, મહાસાગરે,
ઝરણ–જલઘોડલે મુજ સવારી.

ઊડું હું આભમાં, દિગદિગંતે ભમું
ને ગિરિગહ્વરોમાં વિરામું,
રવિ અને શશી તણાં રશ્મિઓ ચૂમતી,
ચૂમવા તારલા વ્યોમમાં ઘૂમતી,
માત કુદરતતણા સુખદ અંકે સદા
સ્નેહથી સભર સત્કાર પામું.

આગ્રહો અનિલદાદાતણા પ્રેરતા
ઉડવા માનવી–સદનદ્વારે,
ખેલનો આદરું? રે, હજી ના ઠરું,
માનવી ઉરતણી અનુભૂતિ ત્યાં કરું,
વાળીઝૂડી મને દૂર હડસેલવા
શીઘ્ર એ કોશીશો હાથ ધારે.

માનવી છો મને મલિનતાના ભયે
સદનથી વદનથી દૂર રાખે;
અનિલદાદા તણી અંગુલિ અમર હો,
સૃષ્ટિમાં ક્રમણુ મારાં સદા અક્રૂર હો,
'ખાક થાશે અલ્યા,' યાદ એ આપવા,
થાકું ના ઊડતાં પવનપાંખે

ઝીલું જનપગલીઓ નિત્ય હૈયાવિષે
ખાક હું, પાક ચૈતન્યજ્યોતિ
આજ અનુદાર જે કિન્તુ આખર મને
આવી મળનારને શીત આલિંગને;
પ્રેરું કર્તવ્યરત નિત્ય બની રાચવા,
માણવા જિંદગીમુક્તમોતી.



# છેલ રે હો છેલ !

સુંદરજી ગો. બેટાઈ

પ્યારા છેલ રે હો છેલ !
વ્હાલા ગેલ રે હો ગેલ !
કાગજની કિસ્તીના માંડ્યા શા ખેલ?
રે હો છેલ !
ભીની રે રેતીના બાંધ્યા શા રે આ તે મહેલ?
માટીનાં માન્યાં રે સાચાં મોર ને આ ઢેલ?
છેલા, ખેલ શા આ ખેલ?

વીણી વીણી છીપલાં તે ખોબલે સંચેલ
ઘેલા, અંતરે રાખેલ;
ખેલની ખુમારીમાં તું આવડો ભૂલેલ,
છેલા, આવડો ભૂલેલ ?
તેં રે આ શું જોયાં વીરા મુવાંને જીવેલ,
ઘેલા, મુવાંને જીવેલ ?
શું રે તે ગણ્યાં છે બધાં ઝિન્દાંને મુવેલ,
વીરા, ઝિન્દાંને મુવેલ ?
આવી રે કિતાબ ઊંધી ક્યાં રે તું ભણેલ,
છેલા, ક્યાં રે તું ભણેલ ?
શું વા તું ભણેલી બધી કિતાબો ભૂલેલ,
ઘેલા, કિતાબો ભૂલેલ ?
હું તો આ કિતાબી ખડો જોઉં તારા ખેલ,
ઝાઝા જોઉં તારા ખેલ,
મસ્ત તું તો, તારી સોંઘી અંતરની રેલ :
વ્હાલા, અંતરની રેલ !

છો ને હું ઊભેલ !
છેલા ! તું તો તારે રેલ !
તારું જગ સાચું, મારું ખોટું છે બચેલ !
સાચે ખોટું છે બચેલ !

❧

# ઈજન

સ્નેહરશ્મિ

સમીસાંજનું ઈજન મેં તો દીધું–
આ તો વીતી જતી મધરાત !
આસન એનું ખાલી, સખિ !

ઊભી આંગણ કોડભરી અધીરી,
એના આવ્યાની સુણવા વાત !
આસન એનું ખાલી, સખિ !

વીણ્યાં ઉરની ક્યારીથકી ફૂલ ફૂણાં,
એની ફોરમ એળે જાય !
આસન એનું ખાલી, સખિ !

મેં તો દીવીએ આશાનાં તેલ પૂર્યાં,
એનાં અંધારે તેજ વ્હીલાય !
આસન એનું ખાલી, સખિ !

એની પદરજ તારકઅંગ અડી,
એનાં પગલાં ન તોય સુણાય !
આસન એનું ખાલી, સખિ !

એની એંધાણીએ સારી રાત ભરી,
રે ! એક ન એ જ કળાય !
આસન એનું ખાલી, સખિ !

વીતી વેળા માની રખે ના'વે સખિ–
એને કહિયે ન એમ કરાય !
આસન એનું ખાલી, સખિ !

સૂની રાત પળે, મારી આંખ ઢળે,
કોણ કે'શે એને કે રોકાય !
આસન એનું ખાલી, સખિ !



# કવિતાનો પ્રેમ

પતીલ

( ગઝલ )

માસિકોમાં જોઉં છું તુજને છપાયેલી કદી,
પુસ્તકો કે ચોપડીઓમાં ચૂંટાયેલી કદી.
ચંદ્રમાની કોરના જેવી કપાયેલી કદી,
પ્રશ્નપત્રોમાં પરીક્ષાના પુછાયેલી કદી.

તાહરા જેવી જ કો' નવયૌવનાના હાથમાં
આચિના જેવી હશે શું તું રખાયેલી કદી ?
અક્ષરો સુંદરવડે કો' મ્હેકતા કાગળ ઉપર
મોકલાયેલી હશે તું કે બિડાયેલી કદી.

રાખવાને કારણે હંમેશ તાજી ઓળખાણ
કોઇની છાતી ઉપર છે તું છુપાયેલી કદી ?

જાણનારી સેંકડો માશૂકકેરી વેદના
આશકોના આંસુઓથી છે ભિંજાયેલી કદી ?

સોડમે સંતાયલી પરખાવતી પોતાની જાત
કોઇના રૂમાલમાં છે તું નખાયેલી કદી ?
સેર મોતીની કહી તુજને સહુ સત્કારતા
મીન જેવી ડોક કો' તુજમાં ફસાયેલી કદી ?

લેપ ચંદનનો કરી સૂતી બિછાનાની ઉપર
જોઇ કો' હરણી નહીં એવી ઘવાયેલી કદી.
રીઝતાં દેતી બનાવી ને નિહાલ પતીલને
દૂર ના તારા સમી છે કો' રિસાયેલી કદી !



# મેધા

ઇંદુલાલ ગાંધી

પાયલ વાગે, જાગે જાગે રેવા જલધવલા

ગતિચંચલ ગીત ગાતાં ઝરણાં,
નર્તન નિત્ય કરે તરુ-તરણાં;

પૂજન કરતાં પાન ખેરવી વૃક્ષો વન નવલાં
પાયલ વાગે, જાગે જાગે રેવા જલધવલા.

તું વાયુદોરી સાગરની,
તું વીણા શારદના કરની;

સ્વરગતિ, ચિતરતિ જયવંતી નિત્ય નવીન કલાઃ
પાયલ વાગે, જાગે જાગે રેવા જલધવલા.

તું ગરબે રમતી કુલનારી,
ઉદ્યમઘેલી મત કહિયારી;

તારી આંગળીઓને ઝાલી હું માંડું પગલાં
પાયલ વાગે, જાગે જાગે રેવા જલધવલાઃ
મનમંદિરની તું મેધા ને શ્રી, શોભા, સરલા.



# મેનકાને

ઇંદુલાલ ગાંધી

( શિખરિણી )

જરા તીણી ચીસે પવનજલવૃક્ષોની વચમાં
કરી દીધી કેડી ક્ષણિક રવની, ના વધુ ટકી :
ન જોયું માતાએ, નયનદ્વય મોં ઢાંકી કરથી
પડી'તી હૈયાનું રુદન કરવા શાંત બલથી.
તણાયું લૈ નાનું શિશુ શરીર પત્રોનું ઝુમખું
સદા નાચી રહેતું વહન પણ ગંભીર પગલે
રહ્યું ચાલી–
જસોદા જાણે કે નીસરી હરિને લેઇ વ્રજથી,
કહ્યું'તું કૈં ઇન્દ્રે કરી ગઈ કંઇ એથી અદકું,
તપસ્યા લૂંટીને અરપ્યું ઋષિને ચિત્ત નબળું;
ગુલાબી આંખોની ઉતરી ઉરમાં કાજળ બની

અને હૈયું આવ્યું નયન મહીં–
'તને સોંપેલી તેં જલહૃદય ચાંપી મર સુતા,
તને યે હૈયેથી વિખૂટી કરશે આજ વસુધા.'
પ્રકૃતિ વસમું બોલી રડતાં.



## આવ, અંધારી રાત !

ચંદ્રવદન શુકલ

અંધારી રાત ! ઓ રે ! અંધારી રાત !
શ્યામા ! તું આવ, કહું હૈયાની વાત.
સૂરજના તેજપુંજ
રઢિયાળાં વૃક્ષકુંજ
સાગરહિલ્લોળગાન
પ્રેમલ ગીતોનાં પાન
કવિગણુની ગાયેલી
સુખીજનની માણેલી, મધુચંદાનાં મારે શાં છે કામ ?
આવ ! અંધારી રાત !

દિવસે નવ જંપ હાય ! કામો ઢગબંધ,
દેવાંશી શેઠ કહેઃ "રાખો ખૂબ ખંત
નહિ તો તમ સેવાનો સમજો ને અંત."
અંગો થડકંત હાય ! કાયા કંપંત !
મિશ્કીનની હમદર્દ ઓ, અંધારી રાત !
જઇ કોને બોલું હું ? દિલ ક્યારે ખોલું હું !

ખોલું તો જોઉં હું દીઠું તૂટેલું
ભીંસે ભીડેલું, જનહૈયું કચરેલું;
માનવનાં રક્ત, આંસુ શેણે હું તોલું ?

અંતરનાં ગૂઢ દ્વાર આજે તું ખોલ,
મૂગી મધરાત ! તુજ વાચા તું ખોલ.
જુગજુગના સંભળાવ અનુભવના બોલ
ધરતીની દર્દઘેરી ગાથા કંઇ ખોલ.

મિશ્કીનનાં આંસુ ને મુફ્લિસનાં દર્દની,
પરકારણ રોજ મોત ભેટંતા મર્દની,
ઊંડેરા ઘાવોની, સૈકાની 'આહો'ની
સાક્ષી તું માનવના રૂંધેલા રાહોની.

કોણે નિજ હાડપુંજ હિમાળા પથ્થરોની
પગથીપર ગાળ્યા ગોદે તારી પોઢી ?
વસ્ત્રો વિણ કંપતાં
ઘડી યે ના જંપતાં
ભૂખ્યાં જન પેટમાંહી ગોઠણિયા ગોઠવી
જઠરાગ્નિ જ્વાળ ઠારવામાં ’ચાં ઓગળી !

કોણ છોડયા છે પ્રાણ કૂવે તળાવે ?
પોઢયા છે કોણ કોણ સમદરની પાળે ?
શેકાયા કોણ રોજ હૈયાવરાળે ?
ધનિકોને કાજ હાડ ગાળે ઓગાળે–
એવા છે કોણ કહે, અંધારી રાત ?

હૈયાના બોલ બેક બોલ એ સુજાત !
માલીકના દ્રવ્યયંત્ર કાજે એ ! રાત !
ધરતીપે શોણિત શેં વહેતું પુરપાટ ?
આકાશી મોતના શેં ઘેરા ઘુઘવાટ !
ને ક્રોડો કપાય, ચૂરેચૂરા કૈં થાય છે.
ભીંસાતા, રોળાતા, નીચે ચગદાય છે.
અંધારી રાત ! કહે આ શો ઉત્પાત ?

આવ અહીં આવ જરી મૂગી મધરાત !
ઘેરી ઘનઘોર બની કાલાન્તિક રાત !
આવ સાથે લાવ, ઝંઝાવાતો, પ્રપાત,
ઘેરાં ગર્જન અને ભીષણ ઘુઘવાટ.
ને અંધારી રાત ! કહી જાજે આ વાત
થાશે શતરંગી ક્યારે સોનલપરભાત ?



## માંદગીને

ઉશનસ્

સખિ ! કોક દિવસ તો જાઓ,
સખિ ! એક દિવસ તો જાઓ,
હંમેશાં આ એક જ સ્થળનો કંટાળો ના આવ્યો ?

સખિ ! મેં ન્હોતાં બોલાવ્યાં,
સખિ ! આપ જ મેળે આવ્યાં.
ઠીક આવ્યાં તો, વણમુદતનો પટ્ટો ક્યાંથી લાવ્યાં ?

સખિ ! હરિજનની આ રીતિ,
સખિ ! પરજનની આ પ્રીતિ
ક્હેવા બેસું ? તમ પગરણુથી શરીર પર શી વીતી ?

સખિ ! પહેલાની શી કાયા ?
સખિ ! મદઝરતા ગજરાયા,
હવે નથી આ હાડમાળખે જીવવાની જરી માયા..

સખિ ! ઇન્જેકશનથી જાઓ,
સખિ ! કોઈ રીતે પણ જાઓ;
શરમહીન તે મારે પોતે કહેવા વારો આવ્યો !

સખિ ! કારકૂનના ખીસાની
નથી વાતો તમથી છાની;
એકાકી જનને કઇ નારી છે દવા ભરી પાવાની ?

સખિ ! આ પળથી દૂર થાઓ,
સખિ ! મન ફાવે ત્યાં જાઓ;
મહેર કરીને કો પણ મિષે સ્મૃતિશેષ થઇ જાઓ !

સખિ ! દુઃખનો આરો લાવો,
સખિ ! વિયોગવારો લાવો;
નહીં તો હું નિશ્ચય કંટાળી બની જવાનો બાવો ! *

* શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક કૃત 'શેષનાં કાવ્યો' પુસ્તકમાંના પૃષ્ઠ ૩૪ પરના 'સખિને' કાવ્યનું પ્રતિકરણ.

# કૂવાનો કોસવાળો

લલિત

કૂવાનો કોસવાળો, વ્હાણે ભરે હવાડો રે !
 ગરેડીનાં ગાય ગીતો, ઊજળો ને ઊજમાળો રે !

કાળના કૂવાને કાંઠડે ઝૂંડે જગાડે પંખેરુંવૃન્દ
 કિચૂડ, કિલકાર રસકંઠ ગાજે, પાણિયારે આનંદ !
ઘોરીએ ધોધવો વ્હેતો: એવો ગામડાનો પીઆવો રે !

ગાયનાં ધણ આવે ધસમસતાં, પીએ નિર્મળ નીર:
 પેટ ભરીને ધરાય પશુઓ, અબોલ ગુણગંભીર:
લેતો આશીર્વાદનો લ્હાવો: કૂવાનો અવેડાવાળો રે !

પાણિયારીઓ બેડલે ઝૂલતી, હસમુખી આવે જાય:
 સુખદુઃખની કથની કરતી, લટકે કૈં લ્હેરાય:
કૂવા ! તું વાત-વિસામો ! કોસિયા ! તું ન નકામો રે !

મજૂરીને પરસેવે અંજળ ધરીને રીઝે ગરીબ:
 દીનજાં દાસ બને, ભેળાં, ભોળાં, ભોગવે ખુશનસીબ:
મળે જ્યાં મનનો મેળો: હેતે થાય હૈયાંનો હેળો રે !

# નવા ઘડવૈયાઓ

સ્વપ્નસ્થ

ઘડાયા ઘાટ અનેરા ભાઈ!
આકાશે અડતી, ફેલાતી, પ્યાસી ધરતી માઈ,
હો કાળી, હો પીળી, રાતીઃ અડતી અંતર માંહિ !–ઘડાયા.

ભલે પડી હો મૂગી આજે, નિર્જીવ નીંદર માંહ્ય,
ધખધખતા જે લાવા ભીતર ભૂલી કેમ શકાય ?–ઘડાયા.

ઊઠ્યા જો, તોતીંગ પર્વતો. ભેદી ઘન વનરાઇ;
કરાલ ખડકો, સ્વચ્છ શિલાઓ ચમકે તડકા માંહિ,–ઘડાયા.

એ આશા, એ બલ અમ હૈયે, એજ અડગ અધીરાઇ,
વાવાઝોડાં વમળ લિયે છો, અણનમ માથું ભાઇ !–ઘડાયા.

અમે જ એક રૂપે રેતીકણ, સપના જેવી કાય !
અમે થરકતી સજીવ માટી પણ જગજીવન ફૂલદાઇ !–ઘડાયા.

આજ અમારી મધુરી આશા પ્રેમલ સ્વર્ણ સગાઇ,
જીવનની સઘળી હરિયાળી હૈયામાં સંતાઇ !–ઘડાયા.

આજ અમે બસ કાળમીંઢ શા, વજ્રલેપ કણ ભાઇ,
ઝીંકો ઝંઝા, ઝીંકો વીજળી જુગ જુગ જખ્મો માંહિ !–ઘડાયા.

# આં ધી રૂ પે

સુરેશ ગાંધી

અરૂપ કોણે ઘાટ ઘડ્યો તારો, કહેને વેદનાભારે;
કોણ ઘડૈયાએ ઘડી મૂક્યો તને સુંદર રૂપશૃંગારે?

પોપચે મધુર મોહનું ઢાંકણ કોણે મૂક્યું તારે?
પોપચાં જે કદી ઊઘડતાં નથી દુઃખતણાં અંધારે!

ભીંત આડે બેસી રંકપીડિત જે ગાય છે ગીતડાં તારાં,
આંસુભીના એના લૂછ્યા કદિ યે કોમલ નયનોના ક્યારા?

જાચક આવીને બારણે તારે અન્નની ભિક્ષા માગે,
આપે ક્યાંથી ધનિક-દ્વારે ખુદ તું બંદી લાગે:

સત્ય તારાને સોનાને ઢાંકણે ઢાંકી રાખ્યું કોણે,
તારા પ્રકાશને તિમિરવાદળે છાઇ દીધો કોણે?

ઊઘાડાં મૂકવા સત્ય તું તારાં, આવને કિરણરૂપે;
આવી જો ના શકે તેજવેશે તો આવને અંધારરૂપે;
ઓ રે! આવને આંધીરૂપે.

# મ્હેફિલ

## સુધાંશુ

( ભજન—તન ઘોડો મન અસવાર-રાહ )

સનકારા મને સનમશણદના થાય
ગોઠડી કરવા, નયનલગની માય;
મહેફિલ-મંઝિલે તલપું મિલવવા બાંય,
કોઇ આંસુઆરસે પાથરે મખમલ-
મદિરા સમ જેની ઝાંય.

ક્યાં છે રસબસ બત્તિયું બંકી, દિલદાર !
મંઝિલે ક્યાં છે પ્યાલીપીણાની કતાર ?
ક્યાંક રવતી તંગ કદમની સતાર,
મને મહેફિલ છે તારા શીલભજનની-
જેમાં હું મથતો મદાર.

કેમ ના સ્વાગત-સુખન સુખને લકીર ?
સ્મિત સઘનમાં ન માલતી-ફોરમલીર,
મિજલસે ખપે જલલસ્યાં લ્હેર-ચીર,
કેમ અતીર રતિએ ગાજતી-
ગમગીની ઘન શું ઘોર ગંભીર ?

ઇજન બુઝ તને; ખંજનસાં તું ગરકાવ,
પ્યાલી તરહને ઘૂંટતાં ઓસમાં તું સાવ-

લીન વિલીન; દેતી ગાલને ચુંબનચડાવ,
તારે રંગ અત્તરનાં પૂમડે શરમાણા–
માજમ સન્ધિકાના સ્રાવ.

તેજ કે તિમિરો મિજલસ, ન દરકાર;
શરાબ, શરબત પ્યાલીમાં ભલે ના લગાર;
ફૂલની ઝરમર, તરલ ગાન–મલહાર
દૂર રહો, તારી અરવ ઝલકે
મહેફિલનો સુદ પ્યાર.

પેટાવ તારો પ્રણયદીપ પૂરબ્હાર,
મિલાવ પ્યાલે સ્મિત–અરક આ ઉદાર,
આપણી મિજલસે સનમએકતાના સાર,
બુઝેલ–થંભેલ બળતા કરવા
એહી આ મહેફિલી કરાર.

# ગીત પ્રેરે?

મોહિનીચંદ્ર

( ઝૂલણા )

વિશ્વના અંતરે કોણ નાચી રહ્યું ?
થેઇ થૈ થેઇ થૈ કોણ બોલે ?
વિવિધ વાદ્યોતણા તાર કો છેડતું ?
થાપ પર થાપ દૈ કોણ ડોલે ?

વિશ્વની નાડીમાં કોણ ધબકી રહે ?
શ્વાસની ધમણને કો ચલાવે ?
પ્રાણના જામને છલ છલોછલ ભરી,
મર્મ કો એહના હચમચાવે ?

કુસુમથી કોમળું, વજ્રથી કઠિન યે
બ્રહ્મરસભુવનમાં કોણ હેરે ?
સાત સાયર ચઢયા આજ હેલે તહીં,
કોણ હું ભૂકને ગીત પ્રેરે ?



# પ ડ દો

અરદેશર ફરામજી ખબરદાર

(ગઝલ)

અયે ગુલઝારના વતની! પડ્યો તું ખારમાં આ શું?
વિસારી જ્યોત જિન્નતની ડુબ્યો અંધારમાં આ શું?

કહાં તુજ બાગ ને બુલબુલ? કહાં હર દર્ખ પર ગુલગુલ?
દિલે તુજ પાનખર બેઠી ભર્યાં તે વ્હારમાં આ શું?

હતો ગુલશન, હતો માળી, હતી તુજ હાથમાં થાળી,
નહીં થોડાંય ફૂલો ત્યાં ઝૂલ્યાં દીદારમાં આ શું!

પડી શું ચશ્મમાં ભુરકી ઉડી ક્યાં ગાલની સુરખી?
અગન તુજ આંગની વિરમે અફળ પોકારમાં આ શું?

રસી તુજ ખુદગુલામીની, ભલા, એ તોડી દે હીણી?
કદી શેરે જિગર એવો રડી રૂહે હારમાં આ શું?

વહે ખુશબો પવન લ્હેરે; ભરી દે તાજગી ચ્હેરે!
બધી આઝાદી તુજ પલટી જશે પલકારમાં આ શું?

ખુલ્યાં તુજ ચશ્મના નૂરે જિગર ગુલશન ઝલક પૂરે!
નહીં ગુલરંગ ને જ્યોતિ પુટે અંગારમાં આ શું?

નહીં ઇનકારમાં નીસ્તી, નહીં આ કબ્રમાં હસ્તી,
ગુલોની બાદશાહી છે અદલ તુજ બારમાં આ શું!

❧

# ભલે પસંદ

રતુભાઈ દેસાઈ

( હીંચ )

કાળી છે રાત અને સૂની છે વાટ ભાઈ,
સૂનાં છે ખેતર ને જંગલ ઝરા.
સૂનાં પડેલ શાંત, ઉજ્જડ વેરાન આજ,
સૂની છે ગોળ ગોળ ધપતી ધરા.

દિનના કોયલિયાં ને મોરલા ને પોપટા
થાકી ગયાં પોઢી ઝાડે ઝાડે.
બોલતાં હો લાખ બોલ દિનભર માનવી
સૂતાં તાણી સોડ ઘરને માળે.

આવો શૃગાલભાઈ, આવો ઘુવડબાઈ,
આવો અંધારમાં ચીબરીબ્હેનાં!
આપણું ગાણું ભલે જગને પસંદ ના,
ભલે પસંદ એને કોયલ, મેના!

આવો એકાંત, શાંત, અંધારે રાનમાં
આહીં ના કોઈની નજરું ચડે,
આવો, ગાઓ, ઊંડા આત્માની રાતનાં–
ગાણાં, સુણી ન કો' પૂઠે પડે.

દિવસે જો આવો ને ગાઓ તો કાગડા
ચાંચે ચાંચે હાય! પીંખી પાડે,

રાતે દેખાઓ તો શેરીનાં શ્વાન સૌ,
નહોરો મારી અંગ લોહી કાઢે.

તેથી અંધારમાહીં આપણે ઊડવું,
બૂડવું એકલતાનાં સહરારણે;
અંધારી રાતના તારાઓ એકલા
આપણને જોતા ને ઝૂરતા પણે.

આવો શૃગાલભાઇ, આવો ઘુવડભાઇ,
આવો તમે આજ ચીબરીબ્હેનાં !
આપણું ગાણું ભલે જગને પસંદ ના,
ભલે પસંદ એને કોયલ મેના !



# એક મૂર્તિકારની પ્રાર્થના

"નૌતમ"

(પૃથ્વી)

પ્રભો ! સુભગ કોઇ આરસપહાણમાં જે રહ્યા
અમૂર્ત હું સિવાયના સકળ લોકની દૃષ્ટિથી.
મને અભય ધ્યો: તમે મુજ કલાપ્રતાપે ભલે
બનો અવર સર્વ વંદ્ય, નવ વંદું એ મૂર્તિ હું:
પરંતુ રમણીયની અધિક રમ્ય સંભાવના
અમૂર્ત મથું મૂર્તિમંત કરવા. વરી સિદ્ધિ ત્યાં,
તજીશ જયમ આપની, નવલ મૂર્તિ એ યે તજી
રહું અકળ આદરી હું અભિરામ આરાધના !

કૃપાળુ ! ઉર ચાહના નવ વિશેષ બીજી કશી:
રહો ચિર અતૃપ્ત અંતર સદાય આ ઝૂરતું
અજંપ ઉર ભવ્ય ભવ્યતર સ્વપ્ન ઝંખ્યા કરો,
અનંત તલસાટની અસહ્ય આરઝૂ અજવલો
અને નિજ ઘડ્યાં બધાંય ફગવી દઈ દેવલાં;
લહો અલખ આપના પરમ રૂપની ઝાંખી એ !*

---

*–૧૯૩૪

# શ્રીમતી બી. એ.

હરિલાલ પંડ્યા

( અનુષ્ટુપ-ઉપજાતિ )

'દેખના શ્રીમતી બી. એ.' બરૂઆ એમ ઉચ્ચરી,
દાર્શનિક સમું સ્મિત ફેંકી આઘે ગયો સરી.
નિરૂપવાનું સુખનો મિજાજ શું લેખિનીથી મુજ શક્ય આજ ?
તારું સુણી જીવનગીત મીઠું રહે અપેક્ષા મુજ કાવ્યની શું ?
કારુણ્યને સાગર ક્ષુબ્ધ થાવું, છતાંય મારે તુજ ગીત ગાવું !

વિશુદ્ધિ માપવા કાજે સળી કો હેમની પડે
અગ્નિશિખા મહીં–એવી શ્રીમતી નજરે ચડે !
પ્રવેશતાં શારદબાગ ચોકમાં ઉમંગઘેલી પગલી પડી હશે ;
ક્રમે ક્રમે જીવનવેલ મ્હોરતાં, વિશાળ કો વૃક્ષ પરે ચડી હશે !

કિન્તુ ના, ભાવિ ઇર્ષ્યાળુ બની તારા સુભાગ્યનું,
શરાબી કંથ સંગાથે મૂકીને વ્યંગમાં હસ્યું !
ને તું તજીને ગૃહિણીતણાં તે સમાજનાં પોકળ બંધનોને
પળી પથે જીવનના અકેલી, ઉરે શમાવી કટુશબ્દહેલી.
સંસારની કેદ સદા ઉદાસી મીરાં સમી, શુષ્ક તનેય ભાસી
ને ભોમકા ઇષ્ટ વસાવવાને બની રહી તું જગમાં પ્રવાસી !

હૈયાની વેદના તારી કોઇએ નવ પૂછતું,
આંસુઓ નેનનાં તારાં કોઇએ નવ લૂછતું.
લૂછે ન કોઇ, ઉલટું સમાજે ત્યક્તા કહીને તુજ કીધ હાંસી;
જાણે તને સત્ય વિચાર કાજે સજા તરીકે દઇ દીધ ફાંસી !

કૈં કોડ મોંઘા, કંઈ ઝંખનાઓ, મનોરથો, મોહક ભાવનાઓ,
ફૂટી જતાં બુદ્દબુદ શાં નિહાળી શકી નહીં તું તવ શેષ ખાળી !
મળી ગયો એક અજાણ સાથી, એણે દીધું સાન્ત્વન સૌમ્યશબ્દે
પરંતુ એ યે ધરતી તણી શે તોષી શકે અંતરની પિપાસા ?
પ્રચંડ તું પાવકજાળ, માનિની ! રહી દઝાડી લઘુકાય એની !

દેખીને છિદ્ર તારી એ નાનેરી ભગ્ન નાવમાં,
નીર કારુણ્યકેરાં ત્યાં ધોધમાર ધસી રહ્યાં !

સીતા સમી આ ધરતી સુતા ! તેં ચહી ફરી ગોદ સુશીતલા એ;
આલિંગને અંતરમાં સમાવી એણે તને તાપ થકી બચાવી !
આવી ઊભી જીવનદ્વારસંધ્યા, ન તોય પંથે તવ પાય થંભ્યા !
'મૈં કોન હું–કોન હું એ તુમ્હારી?' જેને રહી'તી દિનરાત પૂછી,
આવી ઉભો તે તુજ આંખ સામે ઊકેલવા પ્રશ્નપરંપરાને;
ના ઝિંદગી આ બરબાદ જેની, અખંડ જે જ્યોતિ સદા ઝગેલી
સમાજના સૂસવતા સપાટા અનેક એને ગ્રસવા ધસે છતાં !
ને સ્ત્રીત્વ એનુ નિજ માન મોંઘું કૃતાર્થ, જ્યાં રાજકુમારીને એ
રહ્યો ઝુલાવી નિજ ભાવભીનું જમાવતાં હાલરડું પુરૂષ !
પડી ગઈ મોહક ઘેનમાં આ ! જે ઘેન નાના જગની સીમાઓ
ઉચ્છેદતું દૂર–સુદૂર લાવે, ને ભોમકા મંગલ કો બતાવે–
જ્યાં સ્ત્રી તણી પીયૂષ–પ્રેરણાથી રહે સદા માનવબાગ મ્હેકી.
વિરૂપતાનો નહિ વાસ; ને જ્યાં સદા વસંતે વિલસે વનશ્રી !
'સો જા' ભલે સુંદર શ્રીમતી! આ, ને જ્યોત છો આખર એ બુઝાતી;
વિરાટ વિશ્વે, તુજ મન્ત્ર રૂપે જીવી રહી: 'સ્ત્રી નરના સમોવડી !'

# કાચનાં વાસણ

**જયાનન્દ દવે**

( અનુષ્ટુપ )

ચૈત્રવૈશાખના તીખા ધીખ્યા બપ્પોરના સમે
પ્રસ્વેદબિન્દુથી દેહ રેબઝેબ થયો હતો,
તોયે હું હોંશથી મારી કવિતાસગડીમહીં
નવા નવા વિચારોના કોલસા કૈંક ગોઠવી
કલ્પના,–સૂક્ષ્મ ઊર્મિની ફૂંક ફૂંકયે જતો હતો.
અજાણ્યા આપણે માથે શત્રુના બોમ્બ સામટા
તૂટી પડે યથા, પત્નીમુખેથી શબ્દબોમ્બની
તથા જ સહસા ત્યારે વ્હાળી મેં વર્ષતી ઝડી:
"તમને તે કહેવું યે કેવું, કેટલું ને કઇ રીતે ?
કહીને જીભનો કૂચો થયો તો ય, તમે કશું
કર્યું ના; કવિતા–ગાણું બનાવ્યાં બસ એટલે
ઘરવેવાર સૌ ચાલ્યો ! કાં, કેમ બોલતા નથી ?"

સ્વેદને લૂછતાં "શું છે ?" માત્ર હું એટલું વદ્યો.
ત્યાં તો રે! "આ અથાણાનાં આંબા ને મરચાં બધાં
કેદુનાં રખડે છે ને હજુ 'શું છે ?' પૂછ્યાં કરો !"
એવા આક્રમણે બ્હીને, કોટ ટોપી લગાવીને
તૂર્ત હું ચાર કે પાંચ કાચ–ચીનાઇ માટીની
બરણીઓ લઇ આવ્યો, ત્યારે તે કૈંક શાન્ત થૈ.

પરંતુ સાંજના જ્યારે ફરીને ઘેર હું ગયો,
રૂમના એક ખૂણામાં ફૂટેલી બરણીતણા
કાચના કટકાકેરો પુંજ મેં એક નિરખ્યો.

હજુ તો કાચવાળાને પૈસા ના ચુકવ્યા હતા;
ત્યાં તો આવું દશ્ય જોયું–મિજાજ હાથથી ગયો:
"ભાંગ્યા છે હાથ તારા કે ભેજું ગૂમ થઈ ગયું ?
આવડ નહિ પૈની ને...." અરોધ્યો જ એમ હું
વદતો'તો, ત્યહાં એના કંઠે ડૂમો ચઢી ગયો;
આંખની અશ્રુની ધારા મોઢું આખું ભીંજાવીને
ગળે થૈ કમખાને યે પલાળતી હતી; અને
ડૂસકાં રોકતી ગદ્‌ગદ્‌ કંઠે બોલી રહી હતી:
"અભરાઈ પરે એ સૌ મૂકવા, ખીંટી ઝાલીને
ચડી, ત્યાં ભારથી મારા, અભરાઈ ધસી પડી;
મને યે કાચ વાગ્યા છે વાંસામાં...."એટલું વદી
માંડ માંડ, વળી પાછું કલ્પાન્ત આદરી દીધું.

માહરા દેહના સર્વ અંગો હિમથીજેલશાં
નિશ્ચેતન થયાં: મ્હારા હૈયાના વાદ્યતાર સૌ
તીવ્ર કો વેદના સાથે કંપિયા ઝણુકારમાં;
"કાચના વાસણોથી યે બરડ માનવી–ઉર !"
એટલું સાંભળી રહ્યો !

# ફરીફરીને

ઊર્મિલા દવે

( મન્દાક્રાન્તા )

પાટી લાધી, લખ લખ કર્યું કૈંક વર્ષો સુધી, ને
કો'દિ વેગે, કદિક હળવે, જે સૂઝ્યું તે લખ્યું ત્યાં;
ભૂસ્યું પાછું, નવિન લખવા માંડિયું ભૂલી જૂનું
તો યે આંકા પ્રથમ પડિયા તે હજીયે જતા ના!



# માઈ

પૂજાલાલ

ગળી ગોળથી, મધથી મીઠી, સાકર થકી સવાઈ
દુનિયાભરમાં એક જ દીઠી માઈ અમારી માઈ!
ઝેર-વેરની જગ-જંજાળે; તત્પર ઝબોળવા સૌ ઝાળે;
ત્યાં પીયૂષી પાલવમાં લઈ સ્વયં સદા સીઝાઈ;
સુધાધામની શાંતિ આપતી માઇ અમારી માઈ!

ત્રાહિ ત્રાહિ કરતું જગ તરસે, ને વાદળી વરસે ના વરસે;
પણ અમ અર્થે શોષતણી ના ઘડી કદી દેખાઈ;
હરદમ દિવ્ય દયાએ દ્રવતી માઈ અમારી માઈ!

સુખના સહુ સંબંધી થાયે, દુઃખ સમે અળગા થઈ જાયે;
—સુખમાં સાથે, દુઃખમાં બાથે લઈ લેનારી ધાઈ;
અલાણલા ઓવારી લેતી માઈ અમારી માઈ!

પડેલને પાછું જ સત્કારે, હારેલાંને સહુ ધુત્કારે;
પડતાં આખડતાં આપદમાં દાખવતાં અબળાઈ
ઊઠાડી ઉત્સાહિત કરતી માઈ અમારી માઈ!

નિર્દય ન્યાય નિયમ નવ ખંડે, લવ અપરાધ થતાં જગ દંડે;
પણ લાખો અપરાધ અમારા નવ લેખવતી કાંઈ,
સદય સ્નેહમય ક્ષમામૂર્તિ તો માઈ અમારી માઈ!

દ્રોહબુદ્ધિ દુનિયાએ દીધી, ને મૂઢે અપનાવી લીધી;
તેનો પ્રેમવડે પ્રત્યુત્તર દેનારી વરદાઈ
દુર્લભ દર્શન ઉદાર-આત્મા માઈ અમારી માઈ!

લેનારાં જાગે ઝાઝેરાં, દેનારાં વિરલાં જ અનેરાં;
ત્યાં લેવાની વાતતણી યે જેને મને મનાઈ;
એવી દાનતણી દેવી તો માઈ અમારી માઈ!

જડ ડહાપણનું ઘડપણ આવે તેને પલકમહીં જ ભુલાવે,
ને બાલકપણની બહલાવે નંદનમયી નવાઈ,
એવી અદ્દ્ભુત એક અમૂલખ માઈ અમારી માઈ!

નચિંત ચિત્તે નિરાંત-વારો, તેનો જીવનખતે ઉધારો.
નિવારનારી ઈશકૃપાની કરનારુ સરસાઈ
કદી કોઈ જો હોય જ તો તે માઈ અમારી માઈ!

બસૂર બાજીઓ કલિકેરી, સર્વ શુભ સ્મૃતિઓની વેરીઃ
જે સ્મૃતિ પર તેઓની યે ના સત્તા કદી સ્થપાઈ
તે સ્મૃતિમાં અજરામર રાજે માઈ અમારી માઈ!

રોમે રોમ ભરેલી પ્રેમે, અંતરવ્યોમે છલતી ક્ષેમે,
મંગલમયની મૂર્તિ મંગલ લઈને વરદ વધાઈ
આવેલી આ અવની પર તે માઈ અમારી માઈ!

જેને નામે હૃદય અનામી માધુર્યો માણે સ્વર્ધામી
જેને ચરણે અંજલિઓ અમ અવિરત રહી અર્પાઈ;
તે અમ અધૂરપોએ અર્ચિત માઈ અમારી માઈ!

માઈ અમારી માઈ અમારી, અકલિત છે જેની બલિહારી;
સ્થૂલ સૂક્ષ્મ અમ અણુ અણુ જેના રહ્યા અખંડિત ગાઈ,–
જીવો જીવનમંત્ર—દેવતા માઈ અમારી માઈ!



# સ્વ. કવિવર ટાગોર

कौलक

(મિશ્રોપજાતિ)

(૧)

અસ્તાચલે અસ્ત થઈ પ્રભા હજી પૂરી શરચ્ચંદ્ર તણી નહીં ત્યાંઃ
આશ્વાસનો એ અવસાનકેરાં પૂગ્યાં હજી માનવઅન્તરે ના.
ત્યાં તો ડૂબ્યો માનવકંઠ આવ્યો રવીન્દ્ર! તારી અવસાન વેળા!
તેં તો સુણી શાશ્વત સૂરમાલા વિરાટની વાંસળીએ બજંતી
મૃદંગતાલે તુજને નિમંત્રતી.

બીજેન્દુનું લોચન જેમ સ્નિગ્ધ
નમી રહે સાન્ધ્યતટે પ્રશસ્ત–તેં યે નમાવ્યાં તવ લોચનો ત્યાં
દિવ્યાર્દ્રરંગી પ્રિય મૃત્યુઅંકમાંઃ અસ્તાચલે જ્યોત રવીન્દ્રની શમી !'
સ્વર્ગંગને તીર કલાપ ગૂંથી કો' પૂર્ણિમાશી નવકીર્તિકલ્પના
સત્કાર તારો કરવા ઊભી હતી ! રવીન્દ્ર ! તેં જ્યોતિપથે દિગંતે
શી આદરી મંગલ ભવ્ય યાત્રા તજી દઈ વાટ વસુંધરાની ?

( ૨ )

'વ્હેતી હતી ભારત પુણ્યભોમે ભાગીરથી જ્ઞાનતણી ઘણી યે.
–ત્યાં બૌદ્ધગંગા તટ ભવ્ય ઊભાં સરસ્વતી મન્દિર કૈં પુરાણાં.
દસે દિશે પૂરપ્રભા પ્રસારતાં કૃતાંતના કાળક્રમે ગયાં શમી.
તે મંદિરો ધૂળ બન્યાં ધરામાં.
ખંડેરના તે અવશેષ ના રહ્યા !
દેવર્ષિ ! તેં બોલપુરે ચડાવી
સમાધિ કલ્યાણ ઋચા રટીને. ખંડેરપાયો લઈ તેં નવી રચી.
અગસ્ત્યની એક અનંત પૃથ્વી–આ વિશ્વના ભવ્ય વિરાટ ચોકે.
એ શાંતિધામે કંઈ દેશદેશનાં આવ્યાં ઊડી ઉત્સુક જ્ઞાનતૃષ્ણા.
છિપાવવા શાંતિનિકેતને ત્યાં પંખીગણો સાગરપાર ઊતરી.
તું પૃથ્વીનો પૃથ્વી નવી બનાવતો ખંડેરમાં પ્રાણપરાગ મૂકતો !'

( ૩ )

આ ભારતે શાશ્વત કાવ્યગંગા વહી રહી આદિ અનાદિ વચ્ચે.
એને તટે ભવ્ય સુરમ્ય કુંજો ઝૂકી રહી મંગલ ગાન ગૂંજી.

વાલ્મીકિની ત્યાં સ્વરસિંધુશી ઋચા ગાજી રહી ઘુમ્મટને ગજાવી.
ઋચા હજી માનવમન્દિરે તે યુગે યુગે પામર પાંથ અંતરે
જગાડતી સંસ્કૃતિ ગાન મંજુ.
અનંત એના તટ પે ફરી ત્યાં
તે કાલિદાસે કરી કલ્પનાની મ્હોર્ખી મીઠી નભઘુમ્મટે ઘટા!
યુગે યુગે સંસ્કૃતિધામ વિશ્વમાં આ ભારતે ગંગતટે રચાયાં!
પેગામ એ સંસ્કૃતિમન્દિરોના ઘૂમી રહ્યા માનવદાનવોમાં.
રવીન્દ્ર! હે તું કવિવર્ય એક જેણે રચી એવી અનુપ કુંજની
ગંભીર વ્યોમાર્ધ સમી મહાઘટા યુગો સુધી શાશ્વત પલ્લવંતી!
ગીતાંજલિ આજ કવીન્દ્ર! તારી આ વિશ્વમાં માનવની પ્રભુતા
બની રહી મંગળ સૂર આવલી ગુંજારવે પામર પથ્થરોમાં!

(૪)

કૈં સ્મારકો આજ સુભવ્ય ઊભાં આ ભારતે કીર્ત્તિકલાપ જેવાં!
ડૂબી ગયા તે ઇતિહાસકેરા મૂંગા પડ્યા કૈં અવશેષ તેના
થૈ સ્મારકો ભારતઅંક સૂતાં! એ સ્મારકોમાં જનઅશ્રુઓનાં
રૂંધાયલાં અન્તર શોકગીત ડૂબી ગયાં જેમ શમે દિગંતે
સૂરાર્દ્ર ચંડોલતણો દિનાન્તે!
તું આજ તો સ્મારક સ્મારકોનો
બન્યો મહાસર્જક કાવ્યસૃષ્ટિનો! હિમાદ્રિનો તંબૂર ભવ્ય લીધો
હાથે, મહાગીત ગજાવવાને. ને ગંગ'પુત્રા સમ તાર ખેંચી
ચગાવ્યું તેં ગીત વિરાટ વ્યોમે! તેં વિશ્વબંધુત્વની સ્નેહગીતા
મનુષ્યને આપી મહાનિશબ્દે! સ્રષ્ટા થયો શાંતિનિકેતને તું!
દ્રષ્ટા બન્યો માનવઅન્તરે તું! કૈં પોઠ ભોમે ઊતરી અમારે–

નિ:શબ્દથી કીર્ત્તનમુગ્ધ ભારતે. તારી હતી એક જ મુક્તિફોજ
જેણે ફરી આર્યપ્રભા પ્રસારી ને જમ્બુદ્વીપે નવજ્યોત ચેતવી
યુગકોટિયે ફરી !

( ૫ )

જે મૃત્યુનું તે કવિ ! ગીત ગાયું તે મૂર્ત્તદેહે તુજ દ્વાર આવ્યું.
એને નિહાળી ભડ ભવ્ય રીતે તેં તો કર્યું સ્વાગત મૃત્યુકેરું !
શ્રદ્ધા તણા દિવ્ય સુલોચનોથી તું તો નમ્યો મંગલ ભવ્ય દર્શને.
દેખાયું તો યે નહિ અન્યને જ એ-અને નિહાળ્યું-નિરખ્યું ત્યહીં તો
એ મૃત્યુ તું-મૂર્ત્ત સ્વરૂપ તારે; ન દેહ જૂદો તુજ મૃત્યુ કેરો !
જે દેહ તારો તુજ મૃત્યુનો ય તે શો ભવ્ય એ સંગમ વિશ્વમાંહે
જેવો મહા તું કવિ સર્જનોમાં–તેવો મહા એજ વિસર્જનોમાં
જ્યારે વિસંવાદ સ્વરો મળી રહે–સંવાદ ત્યાં શો નવસર્જને બને

૬

હિમાદ્રિનાં ભવ્ય પ્રચંડ શૃંગો આરોહીને આજ તું નાથ કેરા
જતો મહામન્દિરમાં પૂજાર્થે ! તે મન્દિરે ચંદ્રસુધા યુગોની
થીજી બની શ્વેત પ્રભા પ્રભુની ! નીચે અહીં માનવભોમ આરે
વિરાટ આ સાગર મસ્ત નાદે આરોહણે મંગલમંત્ર ગૂંજે !
જેણે જગાડયું પ્રભુગીત વિશ્વમાં સૂના મહામાનવકંઠ માંહે—
તે ગીત આજે ગિરિમાલ સોડે ગજાવતો સ્વર્ગપથે સિધાવે !
વટાવીને કીર્ત્તિતણા મિનારા તું ઊડજે ઊર્ધ્વ અગાધ વ્યોમે :
ચડોલ હે ચંદ્ર બની ધરાના આ માનવોના પ્રભુદૂત સ્વામી !
હિમાદ્રિની કોતર કન્દરામાં ગંગાતણી લોલવિલોલ ઊર્મિએ,
સમાબ્ધિના અન્તર સ્પન્દનોમાં આજે મહાગાન સુરમ્ય તારું

ગાજે—ગજાવી જગકંઠ સ્નેહે !
કવીન્દ્ર ! તું શાશ્વત સ્વર્ગજ્યોતિ
ને સૌ અમે તારકશા તમિસ્રમાં, ઝીલી મહાતેજ પ્રદીપ્ત તારું;
લૈ તેજવાચા સ્વરશાંત ગાશું, તારી ત્યજી આજ વસુંધરાએ !



# એ મૃત્યુ પામ્યો !

પ્રેમશંકર હ. ભટ્ટ

( મિશ્રોપજાતિ )

એ મૃત્યુ પામ્યો !
પચ્ચીશીના ઉંબરમાં પ્રવેશતાં, આ જીંદગીપિંજરને વિછોડી;
ઊડી ગયું પ્રાણનું પંખી એનું, કયાં કોણ જાણે; સહુ જાણતાં એ
અહ, મૃત્યુ પામ્યો !

આ ઘા સહી વૃદ્ધ પિતા ઢળી પડે, છાતી ફૂટી રાંકડી માત તો રડે;
ને પારકે ઘેર પળેલ બ્હેની સ્મરી સ્મરી કૈં હીબકાં ભરી રહે !
ને પારકી કો ગભરુ શી કન્યા—એનો ગ્રહી હસ્ત ઉભી ભરોંસે—
રે, એની તો જીંદગી ઝેર કીધી !

ના ગોઠિયો, બંધુ, ન ઓળખીતો, મારો હતો કે અવસાન એનું
સ્મરી; વહાવી ઉરધાર નેનથી, હું થાઉં દુઃખી........

ન કેમ દુઃખી હું ? અરે રડો નહીં ! એ હીબકાં આ શ્રવણે પડો નહીં !
રે ! નેન ભીનાં નજરે તરો નહીં ! આ અંતરે વ્યર્થ વ્યથા ભરો નહીં !

છતાંય નિત્યે ખટકે ઉંડે મને, મર્માંતરે પ્રશ્નકણી અદીઠી :
માબાપ ને બ્હેન રડી રડીને અખંડ હૈયે સ્મૃતિને ટકાવશે;
વ્યથા પરંતુ ક્યમ એ શમાવશે—બે કંકણો નંદવવાની સાથે—
જેણે દીધું નંદવી હૈયું એનું ?

લખેલી. 'ઈન્દુ અને રજની' નામની યૌવનની મસ્તી, વિષાદ ને કારુણ્યના ભાવો છલકાવતી, પદ્ય જેવી પ્રવાહિતા ભરી એમની ગદ્યકૃતિ એ એમનું બીજું પ્રકાશન. આ ઉપરાંત હિંદીમાં પણ એઓ રચનાઓ કરે છે. 'જનની'ના ખંડોને પણ એ રીતે એમણે હિંદીમાં મૂળના ભાવોને સરસ રીતે ઝીલીને ભાષાંતરિત કરેલ છે.

કાવ્યો ઉપરાંત એઓ વિવેચનો પણ લખે છે. એઓ "જન્મભૂમિ' કાર્યાલયમાં હાલ પ્રેસ મેનેજર તરીકે કાર્ય કરે છે., ને 'કવિતા' માસિકના સહતંત્રી છે.

૩

રમણિક બળદેવ અરાળવાળા: જન્મ ઇ. સ. ૧૯૧૩. ચરોતરના અરાલ ગામમાં. એઓ કોઇપણ શાળા મહાશાળાના ઉંબરા ઘસ્યા વિના કે એની દ્વારકાંછાપ પામ્યા વિના કેવળ કાંડાબળે જીવન અને સાહિત્ય ખેડી રહ્યા છે. 'પ્રતીક્ષા' એ એમનો પ્રથમ કાવ્યસંગ્રહ. ત્યાર પહેલાં 'નગીનાવાડી' નામક એમના બાળગીતોનો સંગ્રહ પણ પ્રસિદ્ધ થયેલો. હાલ એઓ એમની નોકરી છોડીને અમદાવાદની એક શાળામાં અંગ્રેજી છઠ્ઠીનો અભ્યાસ કરી રહ્યા છે. કાવ્યો ઉપરાંત 'સાંદીપનિ'ના નામે એઓ રસપ્રદ રેખાચિત્રો પણ લખે છે. માતૃપ્રેમ ને વતનપ્રેમ ને મિત્રપ્રેમનો તલસાટ ને ઝંખના, ને એનું સુંદર આલેખન એ એમનાં કાવ્યોની વિશિષ્ટતા. એમનાં ગ્રંથકાવ્યોમાં ધ્વનિ અને અર્થનો સુંદર સમન્વય સધાયો હોય છે.

૪

મુકુન્દરાય વિજયશંકર પટ્ટણી (પારાશર્ય) જન્મ ઇ. સ. ૧૯૧૪. ભાવનગરની સામળદાસ કૉલેજમાંથી બી. એ. ની પરીક્ષા ઈતિહાસ અને નાણાંશાસ્ત્ર એ વિષયો લઈને પસાર કરી. હાલ એમ. એ. નો અભ્યાસ કરી રહ્યા છે. 'અર્ચન' નામક કાવ્યસંગ્રહ એ શ્રી પ્રબોધ ભટ્ટ સાથેની એમની પ્રથમ સહકૃતિ. ત્યાર બાદ એમનો બીજો કાવ્યસંગ્રહ 'સંસૃતિ' નામે પ્રસિદ્ધ થયેલ છે.

ભાવની ઉત્કટતા, પ્રસાદ, પ્રણય, નિસર્ગપ્રેમ ને ઈશ્વરશ્રદ્ધા એ તત્ત્વો એમની ગેય અગેય રચનાઓમાં ગૂંથાઇ ગયાં હોય છે.

કાવ્ય ઉપરાંત વાર્તાઓ, ચિંતનાત્મક લેખો આદિ પણ એઓ અવારનવાર આપણા સામયિકોમાં લખતા રહે છે.

૫

ગુલાબદાસ હરજીવનદાસ બ્રોકર: જન્મ ઇ. સ ૧૯૦૯ પોરબંદરમાં. એઓએ એલ્ફીન્સ્ટન કૉલેજમાંથી ઈ. સ. ૧૯૩૦ માં બી. એ. ની પરીક્ષા ઉત્તીર્ણ કરી ને તુરત જ સત્યાગ્રહ યુદ્ધમાં જોડાયા: ને જેલમાં એમની લેખન પ્રવૃત્તિ શરૂ થઈ. 'લતા અને બીજી વાતો' ને 'વસુંધરા ને બીજી વાતો' એ એમના સુંદર નવલિકાસંગ્રહોએ સ્વસ્થ, પ્રૌઢ ને પૃથક્કરણયુક્ત છતાં રસમય, સચોટ ને સંવેદનશીલ શૈલી ને કલાને લીધે—આપણા નવલિકા લેખકોમાં એમને પ્રથમ પંક્તિમાં મૂકી દીધા છે. એઓ કાવ્યો ને નિબંધો પણ લખે છે.

૬

નાથાલાલ ભાણજી દવે. જન્મ ઈ. સ. ૧૯૧૨ માં. ભાવનગરની સામળદાસ કૉલેજમાંથી ગુજરાતી અને અંગ્રેજી એ વિષયો રાખી એમ. એ. ની પરીક્ષા ઉત્તીર્ણ કરી. ત્યારબાદ પ્રથમ કરાંચીની એક શાળામાં ને હાલમાં ભાવનગરની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે કાર્ય કરે છે. એમનો કાવ્યસંગ્રહ 'કાલિંદી' ટૂંક સમયમાં પ્રસિદ્ધ થવાનો છે. કાવ્યો ઉપરાંત વાર્તાઓ, વિવેચનો પણ એઓ અવારનવાર લખતા રહે છે.

૭

મીનુ બરજોરજી દેસાઈ: જાતે પારસી. જન્મ ઇ. સ. ૧૯૧૯ નવસારીમાં. શિક્ષણ નવસારીની હાઈસ્કૂલમાં મેટ્રીક સુધીનું. હાલ મુંબઇના 'સાંજ વર્તમાન' પત્રની કચેરીમાં તંત્રી વિભાગમાં કાર્ય કરે છે. એમનાં કાવ્યો લેખો વગેરે અવારનવાર સામયિકોમાં પ્રસિદ્ધ થતાં રહે છે.

૮

ઈંદુલાલ ફૂલચંદ ગાંધી: જન્મ ઇ. સ. ૧૯૦૫ મકનસરમાં. આધુનિક કેળવણીએ નાનપણથી જ જેમને ઑારમાયા છોરૂ ગણ્યા છે એવા આ કવિ, જીવનની શાળામાં ઘડાયા ને સમૃદ્ધ થયા. 'પથ્થરને પણ રોવરાવે એવી' કરુણમધુર કૃતિ 'જીવનનાં જળ', 'તેજરેખા', 'ખંડિત મૂર્તિઓ', 'શતદલ' ને 'ગોરસી' એ એમના કાવ્ય પ્રકાશનો. સુંદર

નવલિકાઓ ને તખ્તાલાયકીવાળી સુંદર કાવ્યનાટિકાઓ–'અપ્સરા ને બીજાં નાટકો,' 'અંધાર વચ્ચે અને બીજાં નાટકો' વગેરે–એમનાં નાટયગ્રંથો સુપ્રસિદ્ધ છે. વ્યંજનાત્મક કલ્પના ને ભાવદર્શન, મધુર પદલાલિત્ય ને ઊર્મિમય સંવેદન, ને અલંકારનાવિન્ય એ એમની કૃતિઓની વિશિષ્ટતા છે. પ્રથમ 'ઊર્મિ' માસિક એમણે શરૂ કરેલું. હાલમાં 'કવિતા' માસિકના સહતંત્રી છે.

૯

મગનલાલ લાલભાઇ દેસાઇ (કોલક): જન્મ ઈ. સ. ૧૯૧૪ પારડી તાલુકાના ટૂકવાડા ગામમાં. કૉલેજના પ્રથમ વર્ષનું શિક્ષણ પૂરું કરી એઓ વિલેપારલેની ગોકળીબાઈ સ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયલા. હાલ એઓ 'જન્મભૂમિ–પ્રવાસી' ના તંત્રી વિભાગમાં કાર્ય કરે છે. ઈ. સ. ૧૯૩૯ માં પ્રસિદ્ધ થયેલ કાવ્યસંગ્રહ 'સાંધ્યગીત' એ એમનું પ્રથમ પ્રકાશન. ઇ. સ. ૧૯૪૧ માં 'સ્વાતિ' નામક એમનો બીજો કાવ્યસંગ્રહ પણ પ્રસિદ્ધ થયો છે. 'માધુરી' નામક ત્રૈમાસિકના એઓ સંપાદક હતા. હાલ એઓ 'કવિતા' માસિકના સહતંત્રી છે. 'કોલક' એ એમનું ઉપનામ–એમના વતનપ્રેમનું ચિન્હ–એમના ગામ પાસેની નદી પરથી એમણે રાખ્યું છે. કોલકનાં કાવ્યોની એક જ શબ્દમાં આલોચના કરવી હોય તો એમને 'સંધ્યાનો કવિ' કહી શકાય. પ્રકૃતિપ્રેમ, છંદોદેહની શુદ્ધિ ને પ્રભુત્વ, કલ્પનાની ઝમક, માધુર્ય, પ્રણય ને ગેયતા એ એમના કાવ્યોના મુખ્ય આંતરતત્ત્વો.

૧૦

મગનલાલ ભૂધરભાઇ પટેલ (પતીલ): એઓ શુક્લતીર્થની હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે કાર્ય કરતા હતા.

'પ્રભાત નર્મદા' નામનો એમનો કાવ્યસંગ્રહ ગયે વર્ષે પ્રસિદ્ધ થયો છે. ઉર્દૂ અને ફારસીનો એમનો ઉંડો અભ્યાસ હોઈ એ ભાષાઓમાં પણ એઓ કાવ્યરચના કરે છે. એમના કાવ્યોના છંદોદેહ પર ઉર્દૂ કાવ્યકારોની શૈલી ને હથરોટીની ઉંડી છાપ ઉઠેલી હોય છે. એમની કાવ્યોપાસના બે દાયકાથી અખંડ ને એકધારી વહી રહી છે.

એમની અનેક કૃતિઓ અપ્રસિદ્ધ છે. નિરૂપણમાં વૈવિધ્ય, મસ્તી, રંગદર્શીપણું ને વિષાદ સાથે કટાક્ષનો ઝોક એ એમની કૃતિઓની વિશિષ્ટતા છે.

૧૧

જયન્ત આચાર્ય : જન્મ ઇ. સ. ૧૯૦૨ કુળવદમાં. એઓએ અંગ્રેજી અને સંસ્કૃત વિષયો સાથે બી.એ.ની પરીક્ષા ઉત્તીર્ણ કરી છે. ૧૯૩૦ની લડતમાં ભાગ લઈને એમણે જેલયાત્રા કરેલી. શિક્ષણ પૂરું કરીને એઓ વચમાં દેશી નાટક સમાજમાં ત્રણેક વર્ષ લગી 'કવિ' તરીકે જોડાયા હતા. ત્યારબાદ કરાંચીની જૂદી જૂદી શાળાઓમાં આચાર્યપદે કાર્ય કરીને હાલ અધ્યાપનને એમણે પોતાનું ધ્યેય બનાવ્યું છે. રંગભૂમિ સાથેના સીધા સંપર્કને અંગે એઓ અભિનય, વકતૃત્વ ને સંગીત પર અચ્છો કાબુ ધરાવે છે.

એમની ઘણી રચનાઓ અપ્રસિદ્ધ છે જૂનાં લોકગીતો ને ભજનોની કંઠસ્થ સમૃદ્ધિ પણ એમની પાસે અભરે ભરી છે.

રંગભૂમિ માટે એમણે કેટલાંક નાટકો લખ્યાં છે ને સફળતાપૂર્વક ભજવાયાં છે.

૧૨

પ્રજારામ નરોત્તમ રાવળ: જન્મ ઈ. સ. ૧૯૧૭ વઢવાણ શહેરમાં. હાઈસ્કૂલનું શિક્ષણ વઢવાણ ખાતે પૂરું કરી પાટણની આયુર્વેદિક કૉલેજની ઉચ્ચ પદવી પ્રથમ વર્ગ સાથે મેળવી હાલ વઢવાણમાં સ્વતંત્ર વૈદકીય ધંધો કરી રહ્યા છે. એમની 'મહાયુદ્ધ' નામની એક કાવ્યપુસ્તિકા પ્રસિદ્ધ થયેલી છે. તદુપરાંત આપણાં શિષ્ટ સામયિકોમાં એમનાં કાવ્યો અવારનવાર પ્રસિદ્ધ થાય છે.

૧૩

પ્રેમશંકર હરિલાલ ભટ્ટ: જન્મ ઇ. સ. ૧૯૧૪ રાજસિતાપુરમાં. ભાવનગર સામળદાસ કૉલેજમાંથી એઓએ એમ. એ. ની પરીક્ષા (મુખ્ય વિષય ગુજરાતીમાં પ્રથમ વર્ગ) બીજા વર્ગમાં ઉત્તીર્ણ કરી. પ્રથમ પત્રકારિત્વમાં ને ત્યાર બાદ ભારતીય વિદ્યાભવનમાં ગુજરાતીના ફેલો અને એ વિભાગના સંચાલક તરીકે એમણે કાર્ય

કર્યું હતું. મુંબઇ યુનિવર્સિટી તરફથી લેવાતા એમ. એ. ના ગુજરાતી વર્ગોમાં એક વર્ષ લગી એમણે અધ્યાપન કાર્ય પણ કરેલું. એમનો કાવ્ય સંગ્રહ 'ધરિત્રી' ટૂંક સમયમાં પ્રસિદ્ધ થવાનો છે. એઓ કાવ્યો ઉપરાંત અવારનવાર ટૂંકી વાર્તાઓ, વિવેચનો, લેખો વગેરે પણ લખે છે.

૧૪

પ્ર. કવિ અજ્ઞાતવાસ સેવવા ઈચ્છા રાખતા હોઇ એમના નામ વગેરેની અનાવરણ વિધિ અમે નથી કરી શકતા. 'દેશદ્રોહી' નામક નવલકથા–પ્રજાબંધુનું ઇ. સ. ૧૯૪૨ નું ભેટ પુસ્તક–એ એમનું પ્રથમ પ્રકાશન. 'દીવડિયા' નામનો એમનો કાવ્યસંગ્રહ હમણાં જ પ્રસિદ્ધ થયો છે. તદુપરાંત છૂટક પદ્યો, નવલિકાઓ, નાટકો ને 'ગંગાવતરણ' નામક નવલકથાના ખંડો ('હાંડિયામાં') આપણાં સામયિકોમાં અવારનવાર પ્રસિદ્ધ થયા કરે છે.

૧૫

ઊર્મિલા જ. દવે : જન્મ ઈ. સ. ૧૯૧૫. સંસ્કૃત અને ગુજરાતી સાહિત્ય એ વિષયો સાથે મુંબઇ યુનિવર્સિટીની એમ. એ. ની પરીક્ષા બીજા વર્ગમાં ઉત્તીર્ણ કરી છે. એમનું બધું શિક્ષણ કરાંચી ખાતે થયું છે. હાલ પી. એચ. ડી. માટે મહાનિબંધ લખી રહ્યા છે ને સાથે સાથે કરાંચીની ડી. જે. સિંધ કૉલેજમાં સંસ્કૃત–ગુજરાતીનું અધ્યાપન કાર્ય પણ કરે છે. આપણા સામયિકોમાં એમનાં છૂટક કાવ્યો અવારનવાર પ્રસિદ્ધ થતાં રહે છે.

૧૬

ઉમર ચાંદભાઈ કુરેશી: (કિસ્મત) જન્મ ઈ. સ. ૧૯૨૧ ભાવનગરમાં. ભાવનગરની આલફ્રેડ હાઇસ્કૂલમાંથી મૅટ્રિક પાસ થયા પછી મુદ્રણાલયમાં પ્રૂફ રીડર તરીકે નોકરીએ રહ્યા. હાલ કુંડલાની ટપાલ ઑફિસમાં નોકરી કરે છે. અતિ મર્યાદિત શિક્ષણ સંસ્કારો, આંતરરસ હણી નાખે એવું શ્રમજીવી જીવન, છતાં તેમણે આદરેલી કાવ્યોપાસના આશાસ્પદ ને આદરણીય છે. ખાસ તો જન્મે મુસ્લીમ હોવા છતાં શુદ્ધ સંસ્કૃત વૃત્તો ને માત્રામેળ કૃતિઓ તરફનું એમનું વલણ પ્રશંસાપાત્ર છે.

૧૭

સુંદરજી ગોકળદાસ બેટાઈ: જન્મ ઈ. સ. ૧૯૦૪ માં. મુંબઇની એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી એમ. એ. ની પરીક્ષા ઉત્તીર્ણ કરી છે. ત્યાર પહેલાં એઓશ્રી કાયદાનો અભ્યાસ કરી એલ. એલ. બી. થયા હતા; અને હાલ કર્વેના મહાવિદ્યાલયમાં ગુજરાતીના પ્રાધ્યાપક તરીકે કામ કરી રહ્યા છે. 'જ્યોતિરેખા' એ એમના ખંડકાવ્યોનો સંગ્રહ છે. 'ઇન્દ્રધનુ' એ એમનું બીજું સુપ્રસિદ્ધ કાવ્યપ્રકાશન. કાવ્યો ઉપરાંત એઓ વિવેચનો પણ લખે છે. 'સૉનેટ'ના બંધારણ પરની એમની નિબંધિકા પણ પ્રસિદ્ધ થયેલી છે. ઈ. સ. ૧૯૪૨ ના લલિતેતર સાહિત્યનું અવલોકન ગુજરાત સાહિત્યસભા તરફથી એમને સોંપવામાં આવ્યું છે. ગેયતા, શબ્દસૌષ્ઠવ, ચિંતન, વિષાદ ને આત્મસંવેદન એ એમની કૃતિઓની લાક્ષણિકતા. એમનાં ભજનો લયમધુર, દ્યોતક, રસસંવાહક ને અર્થભર હોય છે.

૧૮

ઝીણાભાઈ રતનજી દેસાઈ: (સ્નેહરશ્મિ) જન્મ ઈ. સ. ૧૯૦૩ ચીખલી ગામમાં. ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતક થઇને એમણે એજ સંસ્થામાં અધ્યાપક તરીકે કાર્ય કર્યું હતું. પાછળથી સત્યાગ્રહ આંદોલનમાં કારાવાસ સ્વીકારેલો. વર્ષોથી એઓ શિક્ષણકાર્યમાં રત રહ્યા છે. અમદાવાદમાં ચિ. ન. વિદ્યાવિહાર નામની શિક્ષણસંસ્થામાં એઓ આચાર્યપદે છે; અને તાજેતરમાં જેલવાસી બન્યા છે. 'અર્ઘ્ય' નામનો એમનો કાવ્યસંગ્રહ સુપ્રસિદ્ધ છે. તદુપરાંત 'તૂટેલા તાર' 'ગાતા આસોપાલવ' ને 'સ્વર્ગ અને પૃથ્વી' એ એમના નવલિકાસંગ્રહો.

શબ્દઝંકૃતિ, બંગાળી કવિતાના જેવો અગમ્યવાદ, રાષ્ટ્રભક્તિ, દલિતપ્રેમ ને સંગીતક્ષમતા વગેરે લક્ષણોથી એમની કૃતિઓ સભર હોય છે. એમની વાર્તાઓ પણ કાવ્યત્વપ્રચૂર હોય છે.

૧૯

ચન્દ્રવદન શુક્લ: જન્મ ઈ. સ. ૧૯૧૧. એમણે મુંબઈ અને અમદાવાદની કૉલેજમાં શિક્ષણ લઇને બી. એ. ની પરીક્ષા ઉત્તીર્ણ કરી છે. શિક્ષણની અધવચ્ચે લડતનો સાદ પડતાં એમણે જેલનિવાસ પણ સ્વીકારેલો.

શુદ્ધ સમાજવાદી રાજકારણ એ એમના જીવનનું સર્વાંગવ્યાપી ધ્યેય છે. એ ધ્યેયને અનુલક્ષીને એમણે 'ફૂલવાડી' અને 'આગેકદમ' નામનાં માસિકપત્રો ચલાવેલાં; અને 'નવયુગ', 'હિંદુસ્તાન પ્રજામિત્ર' વગેરે પત્રોમાં કાર્ય કરેલું. એઓ કાવ્યો ઉપરાંત નવલિકાઓ, નિબંધો વગેરે પણ લખે છે. હાલ એઓ મુંબઈ ખાતે રહે છે.

૨૦

નટવરલાલ કુબેરભાઈ પંડ્યા: (ઉશનસ્) જન્મ ઈ. સ. ૧૯૨૦. વડોદરા કૉલેજમાંથી બી. એ. ની પરીક્ષા સંસ્કૃત મુખ્ય વિષય સાથે ઉત્તીર્ણ કરી હાલ એમ. એ. નો અભ્યાસ અને સાથે સાથે વડોદરાની શાળામાં શિક્ષણકાર્ય કરે છે. આપણા સામયિકોમાં જૂદા જૂદા નામે એઓ અવારનવાર કાવ્યો લખતા રહે છે.

૨૧

જન્મશંકર મહાશંકર બૂચ (લલિત) જન્મ ઈ. સ. ૧૮૭૭ જૂનાગઢમાં. એમણે સ્કૂલ ફાઈનલનું શિક્ષણ પૂરું કરીને કાઠિયાવાડ તથા ગૂજરાતની હાઈસ્કૂલોમાં શિક્ષણનું કાર્ય કર્યું હતું. ઉપરાંત થોડાં વર્ષો પત્રકારિત્વનું કાર્ય પણ કરેલું. હાલ લાઠીના રાજકુટુંબમાં સાહિત્યશિક્ષણનું કામ કરી રહ્યા છે. આપણા સ્વ. રાજવી કવિ કલાપીના અંતરંગ મંડળમાંના લલિતજી એક ગણાય; એમની કૃતિઓમાં 'લલિતનાં કાવ્યો ભા. ૧' તથા ભાગ ૨, 'વડોદરાને વડલે' એ કાવ્યસંગ્રહો, 'સીતાવનવાસ' નાટક ને 'સ્નેહમુદ્રા' પરનું વાર્તિક પ્રસિદ્ધ છે.

લલિતજીના મંજીરાનો મધુર રણકાર ગૂજરાતના ગામે ગામે ગૂંજતો હતો એ પણ એક જમાનો હતો. એમની કૃતિઓ લાલિત્ય, લાડ અને કોમળ ભાવાલેખન માટે જાણીતી છે. એમનો સુવર્ણ મહોત્સવ ઈ. સ. ૧૯૨૭ માં મુંબઈ મુકામે ને મણિ મહોત્સવ ઈ. સ. ૧૯૩૭ માં વીરમગામમાં ઉજવીને ગુજરાતે એમની યોગ્ય કદર પણ કીધી છે.

૨૨

ભનુભાઈ રણછોડલાલ વ્યાસ (સ્વપ્નસ્થ) જન્મ ઈ. સ. ૧૯૧૩ રાજકોટમાં. મેટ્રિક સુધીનું શિક્ષણ લઇને હાલ એઓ ઝંડુફાર્મસીની ઑફિસ (મુંબઇ)માં નોકરી કરે છે.

એમના 'અચલા', 'વિનાશના અંશો', 'અજંપાની માધુરી' ને 'રાવણહથ્થો' એટલા પ્રસિદ્ધ કાવ્યસંગ્રહો. કાવ્યો ઉપરાંત એઓ મોહન

શુક્લના નામે નવલિકાઓ પણ લખે છે. 'શોધ' એ એમનો નવલિકા-સંગ્રહ પ્રસિદ્ધ થયેલો છે; ને 'દિનરાત' નામનો સંગ્રહ ટૂંકમાં પ્રસિદ્ધ થશે.

એમના કાવ્યોમાં એક પ્રકારની પ્યાસ, લાગણીની ચોટ, ભાવોદ્રેકતા, સમાજવાદી દૃષ્ટિબિન્દુ, વાસ્તવદર્શન, પ્રવાહિતા, ને રખડુ જીવનની મોંઘી મૂઠી જેવા વૈવિધ્યમય પ્રકૃતિદૃષ્યે.નું સુરેખ આલેખન તરવરતાં હોય છે.

૨૩

સુરેશચંદ્ર ફૂલચંદ ગાંધી એઓ મેટ્રિક સુધીનો અભ્યાસ કરીને એમના વડીલ બંધુ શ્રી ઇન્દુલાલ ગાંધીને ધંધામાં મદદ કરે છે. 'આરતી' અને 'નંદિતા' એ બે એમના નવલિકાસંગ્રહો પ્રસિદ્ધ થઇ ચૂક્યા છે. એમને ઇ. સ. ૧૯૩૬ માં એમના પ્રથમ નવલિકા સંગ્રહ માટે ગલિયારા પારિતોષિક પણ મળ્યું હતું. તદુપરાંત એઓ આપણા શિષ્ટ સામયિકોમાં અવારનવાર કાવ્યો, ગેય ભજનો ને નૃત્યનાટિકાઓ લખે છે. નાટિકાઓ તો સફળતાપૂર્વક ભજવાઇ પણ છે. એમનાં ગેય ભજનોમાં બંગાળી રાગરાગિણીની ધ્રૂન ને અગમ્યવાદ દ્રગ્ગોચર થાય છે.

૨૪

દામોદર કેશવજી ભટ્ટ (સુધાંશુ) જન્મ ઇ. સ. ૧૯૧૩ પોરબંદરમાં. મેટ્રિકનું શિક્ષણ પૂરું કરી કૉલેજમાં થોડો અભ્યાસ કરી પોરબંદરની શાળામાં શિક્ષણકાર્ય કરી રહ્યા છે. જૂના લોકસાહિત્યની ઢબે ભજનો, ગીતો, કાવ્યો ને લેખો, વિવેચન, નવલિકાઓ વગેરે આપણા સામયિકોમાં પોતાના નામથી અથવા ટોચા ભગતના તખ્ખુલ્લસથી અવારનવાર લખે છે. ઑલ ઈંડિયા રેડિયોના મુંબઈના મથકેથી એમના ગીતો ને ભજનોનો કાર્યક્રમ અવારનવાર રખાય છે. એમના ભજનોમાં સૂફીવાદનું તત્ત્વજ્ઞાન નિરૂપિત થયેલું હોય છે.

૨૫

મોહનલાલ દલસુખરામ ભટ્ટ (મોહિનીચંદ્ર) જન્મ ઇ. સ. ૧૯૦૧ ઈડર રાજ્યના વડાલી ગામમાં. મેટ્રિક લગીનું શિક્ષણ પૂરું કરીને એઓ પત્રકારિત્વના ક્ષેત્રમાં દાખલ થઇ મુંબઇ અને

અમદાવાદના અગ્રગણ્ય પત્રોમાં કામ કરતા રહ્યા છે. એમનો 'દિગંત' નામનો ટૂંકી વાર્તાઓનો સંગ્રહ ચારેક વર્ષ અગાઉ પ્રગટ થયેલ ને હમણાં 'મંજૂષા' નામનો કાવ્યસંગ્રહ પણ પ્રસિદ્ધ થયો છે.

૨૬

અરદેશર ફરામજી ખબરદાર: પારસી: જન્મ ઇ. સ. ૧૮૮૧: મૂળ વતન દમણ. શિક્ષણ મુંબઇની ભરડા હાઈસ્કૂલમાં. શિક્ષણ પૂરું કરીને એઓ પોતાની નોકરીના કામમાં ગૂંથાયા હતા ને ત્યાર બાદ વર્ષો સુધી મદ્રાસમાં મોટા પાયા પર પોતાનો સ્વતંત્ર વ્યાપારધંધો ખેડતા હતા. હાલ છેલ્લાં પાંચેક વર્ષથી એઓ મુંબઈ ખાતે નિવૃત્ત જીવન ગાળે છે.

'કાવ્યરસિકા', 'વિલાસિકા', 'પ્રકાશિકા', 'ભારતનો ટંકાર', 'સંદેશિકા', 'કલિકા', 'રાસચંદ્રિકા ભા. ૧–૨', 'ભજનિકા', 'દર્શનિકા', 'કલ્યાણિકા', 'રાષ્ટ્રિકા' એ એમના સુપ્રસિદ્ધ કાવ્યગ્રંથો છે. આ ઉપરાંત અંગ્રેજી ભાષામાં લખાયલો "Silken Tassel" નામનો એમનો કાવ્યસંગ્રહ પાશ્ચાત્ય વિદ્વાનોની પણ પ્રશંસા પામેલ છે. એઓશ્રી ભાવનગર ખાતે મળેલ સાહિત્ય પરિષદ સંમેલનના સાહિત્ય વિભાગના અધ્યક્ષ ચૂંટાયા હતા. મુંબઈ યુનિવર્સિટી તરફથી ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાં પણ એઓશ્રીએ વ્યાખ્યાનો આપ્યાં હતાં જે 'ગુજરાતી કવિતાની રચનાકળા' ને નામે પ્રસિદ્ધ થયેલ છે. 'પ્રભાતનો તપસ્વી', 'કુકકુટદીક્ષા' ને 'લખા ભગતના છપ્પા' એ એમના પ્રતિકાવ્યોના સંગ્રહો.

ઇ. સ. ૧૯૩૧ માં મુંબઈ ખાતે એમનો સુવર્ણ મહોત્સવ ઉજવીને ગૂજરાતે એમની સાહિત્ય સેવાની કદર કરી હતી. ઈ. સ. ૧૯૪૧ માં અંધેરી મુકામે ભરાયલા સાહિત્યપરિષદ સંમેલનના એઓશ્રી પ્રમુખ ચૂંટાયા હતા.

કાવ્યના સઘળા આવશ્યક આંતરિક ગુણો ઉપરાંત, છંદોદેહની વિશુદ્ધિનો એમનો આગ્રહ અને ગેય રચનાઓ તરફનો પક્ષપાત જાણીતો છે.

૨૭

મોહન વલભજી ઠક્કર (નૌતમ): જન્મ ઇ. સ. ૧૯૧૭ ઝરિયામાં. એઓએ જોગેશ્વરીની ઇસ્માઇલ કૉલેજમાંથી બી. એ. ની પરીક્ષા ઉત્તીર્ણ કરી છે. હાલ અમદાવાદ ખાતે એમ. એ. નો અભ્યાસ કરી રહ્યા છે.

'છીપલાં' નામક બાળગીતોનો સંગ્રહ એ એમનું પ્રથમ પ્રકાશન. તદુપરાંત એમનાં કાવ્યો, નવલિકાઓ ને નિબંધો અવારનવાર આપણા સામયિકોમાં પ્રગટ થતાં રહે છે.

૨૮

હરિલાલ ગોકુળદાસ પંડ્યા. મુંબઈની સેન્ટ ઝેવિયર્સ કૉલેજમાંથી એમ. એ. ની પરીક્ષા ગુજરાતી અને સંસ્કૃત વિષયો રાખીને બીજા વર્ગમાં પસાર કરી એઓ હાલમાં ભારતીય વિદ્યાભવનમાં ગુજરાતીના ફેલો તરીકે નિમાયા છે ને એ વિભાગનું સંચાલન કાર્ય પણ સંભાળે છે. 'ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા'માં એઓ મદદનીશ સંપાદક તરીકે કાર્ય કરે છે. હાલ એઓ સરકારના મહેમાન બન્યા છે. 'પોયણી' નામે એમનાં બાળગીતોનો સંગ્રહ હાલમાં પ્રસિદ્ધ થયેલ છે.

૨૯

જયાનંદ લક્ષ્મીશંકર દવે, જન્મ ઈ. સ. ૧૯૧૭ ધ્રાંગધ્રામાં ડી. જે. સિંધ કૉલેજમાંથી સંસ્કૃત અને ગુજરાતી વિષયો સાથે એમ. એ. ની પરીક્ષા બીજા વર્ગમાં ઉત્તીર્ણ કરી છે. પ્રથમ કરાંચીની ને હાલ જેતલપુરની શાળામાં શિક્ષણ કાર્ય કરે છે. એઓ મુખ્યત્વે કાવ્યો, ટૂંકી વાર્તાઓ ને સંક્ષિપ્ત અલંકારચર્ચા આદિ લેખો આપણા સામયિકોમાં અવારનવાર લખતા રહે છે.

૩૦

પૂજાલાલ રણછોડદાસ દલવાડી. જન્મ ઈ. સ. ૧૯૦૧ માં. એઓ કેટલાંય વર્ષો થયાં પોંડીચેરીના શ્રી અરવિંદ આશ્રમમાં સાધક જીવન ગાળે છે. એમનો કાવ્યસંગ્રહ 'પારિજાત' સુપ્રસિદ્ધ છે. આ સંગ્રહ દ્વારા આપણી સામે ભક્તિકાવ્યોની એક નવી જ દિશા ઉઘડે છે. સંસ્કૃત પ્રચૂરતા સાથે પારદર્શીપણું, પ્રવાહિતા, નિર્મળ ભાવમયતા, અલૌકિક કલ્પના ને ચિંતનસમૃદ્ધિની દૃષ્ટિએ એમનો સંગ્રહ અદ્વિતીય છે.

૩૧

દેવજી રામજી મોઢા. જન્મ ઈ. સ. ૧૯૧૩ માં એઓ કૉલેજનું શિક્ષણ પૂરું કરીને કરાંચીની શારદા મંદિર નામની શિક્ષણ સંસ્થામાં અધ્યાપન કાર્ય કરે છે. પ્રસાદયુક્ત ને અર્થવાહી કાવ્યો ઉપરાંત એઓ અવારનવાર ટૂંકી વાર્તાઓ પણ લખે છે.

અમદાવાદના અગ્રગણ્ય પત્રોમાં કામ કરતા રહ્યા છે. એમનો 'દિગંત' નામનો ટૂંકી વાર્તાઓનો સંગ્રહ ચારેક વર્ષ અગાઉ પ્રગટ થયેલ ને હમણાં 'મંજૂષા' નામનો કાવ્યસંગ્રહ પણ પ્રસિદ્ધ થયો છે.

૨૬

અરદેશર ફરામજી ખબરદાર: પારસી: જન્મ ઇ. સ. ૧૮૮૧: મૂળ વતન દમણ. શિક્ષણ મુંબઇની ભરડા હાઈસ્કૂલમાં. શિક્ષણ પૂરૂં કરીને એઓ પોતાની જાગીરીના કામમાં ગૂંથાયા હતા ને ત્યાર બાદ વર્ષો સુધી મદ્રાસમાં મોટા પાયા પર પોતાનો સ્વતંત્ર વ્યાપારધંધો ખેડતા હતા. હાલ છેલ્લાં પાંચેક વર્ષથી એઓ મુંબઈ ખાતે નિવૃત્ત જીવન ગાળે છે.

'કાવ્યરસિકા', 'વિલાસિકા', 'પ્રકાશિકા', 'ભારતનો ટંકાર', 'સંદેશિકા', 'કલિકા', 'રાસચંદ્રિકા ભા. ૧-૨', 'ભજનિકા', 'દર્શનિકા', 'કલ્યાણિકા', 'રાષ્ટ્રિકા' એ એમના સુપ્રસિદ્ધ કાવ્યગ્રંથો છે. આ ઉપરાંત અંગ્રેજી ભાષામાં લખાયલો "Silken Tassel" નામનો એમનો કાવ્યસંગ્રહ પાશ્ચાત્ય વિદ્વાનોની પણ પ્રશંસા પામેલ છે. એઓશ્રી ભાવનગર ખાતે મળેલ સાહિત્ય પરિષદ સંમેલનના સાહિત્ય વિભાગના અધ્યક્ષ ચૂંટાયા હતા. મુંબઈ યુનિવર્સિટી તરફથી ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાં પણ એઓશ્રીએ વ્યાખ્યાનો આપ્યાં હતાં જે 'ગુજરાતી કવિતાની રચનાકળા' ને નામે પ્રસિદ્ધ થયેલ છે. 'પ્રભાતનો તપસ્વી', 'કુકકુટદીક્ષા' ને 'લખા ભગતના છપ્પા' એ એમના પ્રતિકાવ્યોના સંગ્રહો.

ઇ. સ. ૧૯૩૧ માં મુંબઈ ખાતે એમનો સુવર્ણ મહોત્સવ ઉજવીને ગૂજરાતે એમની સાહિત્ય સેવાની કદર કરી હતી. ઈ. સ. ૧૯૪૧ માં અંધેરી મુકામે ભરાયલા સાહિત્યપરિષદ સંમેલનના એઓશ્રી પ્રમુખ ચૂંટાયા હતા.

કાવ્યના સઘળા આવશ્યક આંતરિક ગુણો ઉપરાંત, છંદોદેહની વિશુદ્ધિનો એમનો આગ્રહ અને ગેય રચનાઓ તરફનો પક્ષપાત જાણીતો છે.

૨૭

મોહન વલમજી ઠક્કર (નૌતમ): જન્મ ઇ. સ. ૧૯૧૭ ઝરિયામાં. એઓએ જોગેશ્વરીની ઇસ્માઇલ કોલેજમાંથી બી. એ. ની પરીક્ષા ઉત્તીર્ણ કરી છે. હાલ અમદાવાદ ખાતે એમ. એ. નો અભ્યાસ કરી રહ્યા છે.

'છીપલાં' નામક બાળગીતોનો સંગ્રહ એ એમનું પ્રથમ પ્રકાશન. તદુપરાંત એમનાં કાવ્યો, નવલિકાઓ ને નિબંધો અવારનવાર આપણા સામયિકોમાં પ્રગટ થતાં રહે છે.

૨૮

હરિલાલ ગોકુળદાસ પંડયા. મુંબઇની સેન્ટ ઝેવિયર્સ કૉલેજમાંથી એમ. એ. ની પરીક્ષા ગુજરાતી અને સંસ્કૃત વિષયો રાખીને બીજા વર્ગમાં પસાર કરી એઓ હાલમાં ભારતીય વિદ્યાભવનમાં ગુજરાતીના ફેલો તરીકે નિમાયા છે ને એ વિભાગનું સંચાલન કાર્ય પણ સંભાળે છે. 'ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા'માં એઓ મદદનીશ સંપાદક તરીકે કાર્ય કરે છે. હાલ એઓ સરકારના મહેમાન બન્યા છે. 'પોચણી' નામે એમનાં બાળગીતોનો સંગ્રહ હાલમાં પ્રસિદ્ધ થયેલ છે.

૨૯

જયાનંદ લક્ષ્મીશંકર દવે, જન્મ ઈ. સ. ૧૯૧૭ ધ્રાંગધ્રામાં ડી. જે. સિંધ કૉલેજમાંથી સંસ્કૃત અને ગુજરાતી વિષયો સાથે એમ. એ. ની પરીક્ષા બીજા વર્ગમાં ઉત્તીર્ણ કરી છે. પ્રથમ કરાંચીની ને હાલ જેતલપુરની શાળામાં શિક્ષણ કાર્ય કરે છે. એઓ મુખ્યત્વે કાવ્યો, ટૂંકી વાર્તાઓ ને સંક્ષિપ્ત અલંકારચર્ચા આદિ લેખો આપણા સામયિકોમાં અવારનવાર લખતા રહે છે.

૩૦

પૂજાલાલ રણછોડદાસ દલવાડી. જન્મ ઇ. સ. ૧૯૦૧ માં. એઓ કેટલાંય વર્ષો થયાં પોંડીચેરીના શ્રી અરવિંદ આશ્રમમાં સાધક જીવન ગાળે છે. એમનો કાવ્યસંગ્રહ 'પારિજાત' સુપ્રસિદ્ધ છે. આ સંગ્રહ દ્વારા આપણી સામે ભક્તિકાવ્યોની એક નવી જ દિશા ઉઘડે છે. સંસ્કૃત પ્રચુરતા સાથે પારદર્શીપણું, પ્રવાહિતા, નિર્મળ ભાવમયતા, અલૌકિક કલ્પના ને ચિંતનસમૃદ્ધિની દૃષ્ટિએ એમનો સંગ્રહ અદ્વિતીય છે.

૩૧

દેવજી રામજી મોઢા. જન્મ ઇ. સ. ૧૯૧૩ માં એઓ કૉલેજનું શિક્ષણ પૂરું કરીને કરાંચીની શારદા મંદિર નામની શિક્ષણ સંસ્થામાં અધ્યાપન કાર્ય કરે છે. પ્રસાદયુક્ત ને અર્થવાહી કાવ્યો ઉપરાંત એઓ અવારનવાર ટૂંકી વાર્તાઓ પણ લખે છે.

સમય-૪-૭ અને ૧૦

શનિ, રવિ ૧ વાગે.

કહે,

ક્યાંથી આવો

કંઠ લાવી!

કહે,

ક્યાંથી આવું

દર્દ લાવ્યો!

કહે,

ક્યાંથી આવી

અદા લાવી?

અમે પૂછ્યું :



અને એનો તમે આ ચિત્રદ્વારા આપી દીધો

# જવાબ

## આજેજ સહકુટુંબ જોવા આવો

સંગીત-
કમલ દાસગુપ્તા

પાત્રો-
કાનન, બારૂઆ, જમના

# ઇમ્પીરીયલ સીનેમા

એમ. પી. પ્રોડકશન્સ ચિત્ર (સુપ્રીમ પ્રકાશન)